# ગુજરાતના ઇતિહાસની વાતો.

સંપાદન કરનાર

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.
ડિપ્ટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
વડોદરા રાજ્ય:

તથા

જગજીવનદાસ દયાળજી મોદી,
આસિસ્ટન્ટ માસ્તર,
ટ્રેનિંગ કોલેજ—વડોદરા.

# ગુજરાતના ઈતિહાસની વાતો.

તૈયાર કરનાર

**છગનલાલ ઠાકોરદાસ મોદી**, બી. એ.
રિટાયર્ડ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર,
વડોદરા રાજ્ય;

તથા

**જગજીવનદાસ દયાળજી મોદી**,
આસિસ્ટન્ટ માસ્તર,
ટ્રેનિંગ કોલેજ-વડોદરા.

સંવત ૧૯૭૫. સુરત. સને ૧૯૧૯



# પ્રસ્તાવના

વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે તેવા ગુજરાતના ઇતિહાસની વાતોના એક પુસ્તકની આવશ્યકતા છે એવું અમને તેમજ અમારા કેટલાક સ્નેહીઓને લાગવાથી તે તૈયાર કરી પ્રકટ કરવાનું અમે માથે લીધું છે. વિદ્યાર્થી માટે બને તેટલી ટુંકાણમાં હકીકત લખાયલી હોવી જોઈએ તે ધોરણ લક્ષમાં રાખવામાં આવ્યું છે, છતાં ઇતિહાસની કલના સમજવા અડચણ પડે તેટલા માટે કેટલાક ભાગ છોડી દેવા એ બરોબર લાગ્યું નથી.

શાળાઓમાં અભ્યાસ કરાવતી વખતે શિક્ષક વર્ગ કમી મહત્વના જણાય તેવા કે ઝીણી વિગતવાળા ભાગો છોડાવી દેશે તો અભ્યાસ-ક્રમને અનુસરતું શિક્ષણ આપવામાં અડચણ આવશે નહિ એવું અમારૂં માનવું છે.

દુર્ગાષ્ટમી,
સંવત ૧૯૭૫.

**છગનલાલ ઠાકોરદાસ મોદી.**

# અનુક્રમણિકા.

| વિષય | પૃષ્ઠ |
|---|---|



## ભાગ ૫મો–વાઘેલા વંશ



| વિષય | પૃષ્ઠ |
|---|---|

## ભાગ ૬ઠ્ઠો–મુસલમાની રાજ્યકાળ



## ભાગ ૭મો–મરેઠી રાજ્યકાળ તથા અંગ્રેજી અમલ

# ગુર્જર ભૂમાતાનું સ્વરૂપ.

## જય જય ગરવી ગુજરાત !

જય જય ગરવી ગુજરાત, દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુમ્બી, પ્રેમશૌર્યઅઙ્કીત,
તું ભણવ ભણવ નિજ સન્તતિ સઉને, પ્રેમભક્તિની રીત—
ઉંચી તુજ સુન્દર જાત, જય જય ગરવી ગુજરાત.—૧

ઉત્તરમાં અમ્બા માત, પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને શોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત, જય જય ગરવી ગુજરાત.—૨

નદી તાપી નર્મદા જોય, મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિસ જયકર—
સમ્પે સોયે સઉ જાત, જય જય ગરવી ગુજરાત.—૩

તે અન્હિલવાડના રઙ્ગ, તે સિદ્ધરાજ જયસિઙ્ગ,
તે રઙ્ગથકી પણ અધિક સરસ રઙ્ગ, થશે સત્વરે માત ,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ, જય જય ગરવી ગુજરાત.—૪

( સ્વ. કવિ **નર્મદાશંકર લાલશંકર** )

# ગુજરાતના ઈતિહાસની વાતો.

## ભાગ ૧ લો.

### ૧. આપણો ગુજરાત દેશ.

હિંદુસ્તાનના બગીચા સમાન ગણાતો સુંદર રસાળ પ્રદેશ ગુજરાત હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં આવેલો છે. એનો વિસ્તાર ઉત્તરમાં કચ્છનું રણ અને મારવાડ સુધી અને દક્ષિણમાં થાણા જીલ્લાની સરહદ લગી છે, પૂર્વે ખાનદેશ, માળવા, મેવાડ અને વિંધ્યાચળથી આબુ સુધી આવેલી પર્વતોની હાર સુધી છે અને પશ્ચિમે અરબી સમુદ્રના કિનારા સુધી છે.

કુદરતી રચનાથી ગુજરાતનો પ્રદેશ ઘણો રમણીય બનેલો છે. નાના મોટા ડુંગરાઓ, મોટી મોટી નદીઓ, વિવિધ વનસ્પતિથી છવાયલાં વનો, મનમોહક મેદાનો અને હવા ખાવાનાં સ્થળો તથા પવિત્ર તીર્થો અને જળાશયોથી એ પ્રદેશ શણગારાયલો છે. ઉત્તમ જાતિનાં આંબા, ફણસ, કેળ, નારંગી, જામફળી, સીતાફળી તેમજ અનેનાસ, દાડમ, લીંબુ, બોર વગેરે સ્વાદિષ્ટ મેવાનાં ઝાડોથી ગુજરાતની વાડીઓ લચી રહેલી છે. એમાં રૂની પેદાશ મુખ્ય છે અને ઘઉં, ડાંગર, જુવાર, બાજરી વગેરે અનાજ પણ જથાબંધ પાકે છે. ડુંગરી પ્રદેશમાં ઉત્તમ ઔષધિઓ અને ઈમારતી લાકડાંની પેદાશ થાય છે. આ રળિઆમણો પ્રદેશ તે આપણો ગુજરાત છે.

રાજકીય ફેરફારો અને રાજ્યવ્યવસ્થાથી ગુજરાતના ભાગો વારંવાર બદલાયા કરે છે; તોપણ કુદરતી રીતે એના મુખ્ય બે ભાગ પડી રહેલા છે: (૧) દ્વીપકલ્પનો પ્રદેશ અને (૨) ખંડસ્થ પ્રદેશ. દ્વીપકલ્પ કચ્છના અખાત અને ખંભાતના અખાતથી જુદો પડે છે. એ દ્વીપકલ્પને કાઠિઆવાડ કહે છે, અને ખંડસ્થ પ્રદેશનેજ ઘણાખરા ગુજરાત નામથી ઓળખે છે. કાઠિઆવાડ એ દ્વીપકલ્પના એક ભાગનુંજ નામ છે; પરંતુ કાઠી લોકોનું બળ વધવાથી તેઓ આખા દ્વીપકલ્પમાં પ્રસરેલા અને ખંડણી ઉઘરાવતી વખતે ઘણીવાર ગાયકવાડ સરકારની સામે તેમણે બહારવટાં ખેડેલાં તે ઉપરથી આખા દ્વીપકલ્પનું નામ કાઠિઆવાડ પડયું.

કાઠિઆવાડ, ઝાલાવાડ, ગોહેલવાડ, બાબરીઆવાડ, સોરઠ, હાલાર, ભાલ, વાગડ, વઢીયાર વગેરે દ્વીપકલ્પના પ્રાચીન વિભાગો છે: અને ચરોતર, કાનમ, વાકળ, ચોરાસી, મેવાસ વગેરે ખંડસ્થ પ્રદેશના પ્રાચીન વિભાગો છે. એ વિભાગોનાં કેટલાંક નામ તેમાં વસતી જાતો ઉપરથી અને કેટલાંક જમીનની જાત ઉપરથી પડ્યાં છે.

હાલ રાજકીય દૃષ્ટિએ ગુજરાતના બે મુખ્ય ભાગ પડ્યા છે. (૧) ખાલસા ભાગ—એટલે અંગ્રેજ સરકારના મુલકના સુરત, ભરૂચ, અમદાવાદ, ખેડા અને પંચમહાલ એવા પાંચ જિલ્લા કરેલા છે તે: અને દેશી રાજ્યો—એમાં ગાયકવાડ સરકારનું મોટું રાજ્ય અને કાઠિઆવાડ તથા મહિકાંઠા અને રેવાકાંઠાનાં નાનાં રાજ્યો છે. આ અંગ્રેજ સરકારનો તથા દેશી રાજ્યોનો મુલક એકબીજાથી તદ્દન અલગ નથી, પણ એકબીજાના મુલક ફૂલગુંથણીની માફક જોડાયલા છે.

ઘણા પ્રાચીન કાળમાં ગુજરાતના ત્રણ ભાગ ગણાતા હતા. (૧) આનર્ત, (૨) સૌરાષ્ટ્ર અને (૩) લાટ. વડનગરની આજુબાજુના ભાગને આનર્ત કહેવામાં આવતો; કાઠિઆવાડને સૌરાષ્ટ્ર કહેતા; અને મહી નદી તથા તાપી નદીની વચ્ચેનો પ્રદેશ તે લાટ દેશ ગણાતો.

## ૨. ગુજરાતની પ્રજા.

વિવિધ પ્રકારની જુદી જુદી જાતિઓથી ગુજરાતની પ્રજા બનેલી છે. વસ્તીનો મુખ્ય ભાગ હિંદુ પ્રજા છે, અને તે સિવાય મુસલમાન, પારસી, જૈન અને ખ્રિસ્તી છે. જે જે પ્રજાઓ ગુજરાતમાં રાજ્યસત્તાના કારણે, વેપાર રોજગારને માટે અને ભટકતી જાત તરીકે આવીને વસી અને ઘણો કાળ રહી તે પછી ગુજરાતની પ્રજા તરીકે સ્થાયી વસવાટ કરીને રહી છે. હિંદુસ્તાનમાં અને તેમાં મુખ્યત્વે ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય થયા પછી મુસલમાન પ્રજા ગુજરાતમાં વસી છે. ઈરાનથી આવેલા પારસીઓ સંજાણના જાદવ રાણાના આશ્રય નીચે ગુજરાતમાંજ આવીને વસ્યા અને આજે પણ હિંદુસ્તાનમાં પારસીઓની જેટલી વસ્તી છે તે પૈકી મુંબઇ અને ગુજરાતમાં છે તેટલી બીજા કોઈ ભાગમાં નથી.

પૂર્વે હિંદુ પ્રજાની મૂળ ચાર વર્ણ હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રઃ પરંતુ આજે તેમાંથી બ્રાહ્મણ, વાણીઆ, રજપુત, પાટીદાર, સોની, સુતાર, માળી, ઘાંચી, મોચી, હજામ, કોળી, કાઠી વગેરે અનેક જાતો અને ન્યાતો થઇ છે; એટલુંજ નહિ પણ તેમાં વળી પેટા જ્ઞાતિઓ અને જથ્થા થવાથી અસંખ્ય નાની ન્યાતો બંધાઈ છે. ધર્મના પણ અનેક મત પંથો છે. આમ છે છતાં ગુજરાતની પ્રજા શાંત, સુશીલ, સહનશીલ, ક્ષમાવાન, સંતોષી અને રાજનિષ્ટ છે. વેપાર અને ખેતી એજ ગુજરાતનાં દ્રવ્યોત્પત્તિનાં મુખ્ય સાધનો છે. ગુજરાતનો ખેડુતવર્ગ મહેનતુ અને સંતોષી છે. ગુજરાતના વેપારીઓ બુદ્ધિશાળી અને સાહસિક છે, અને તેથી હિંદુસ્તાનમાં ગુજરાત વેપારી પ્રદેશ તરીકે લેખાય છે.

## ૩. ગુજરાત નામ પડવાનું કારણ.

જે પરદેશી પ્રજા દેશ જીતતી આવી અને કાયમનો વસવસાટ કરીને દેશમાં રહી તેના નામ ઉપરથી દેશનું નામ ગુજરાત પડયું. એ પ્રજા તે ગુર્જર પ્રજા છે: અને એ ગુર્જરોએ જીતેલો દેશ તે ગુજરાત કહેવાયો; અથવા ગુર્જરોએ દેશમાં કાયમનો વસવાટ કર્યા પછી ગુર્જરરાષ્ટ્ર એટલે ગુર્જરોનો દેશ એમ કહેવાવા લાગ્યું, અને તે ઉપરથી પછી ગુજરાત નામ પડ્યું.

છઠ્ઠા અને સાતમાં સૈકામાં ગુજરાતના મુંબઇ સુધીના પ્રદેશમાં ગુર્જરોનાં બે સ્વતંત્ર રાજ્યો હતાં, અને તેથી ગુર્જરોની ઘણી વસ્તી ગુજરાતમાં આવીને વસેલી હોવી જોઇએ. હાલ પણ ગુર્જર વાણીઆ, ગુર્જર સોની, ગુર્જર કુંભાર, ગુર્જર સલાટ વગેરે ગુર્જર નામની ઘણી ન્યાતો ગુજરાતમાં વસે છે. ગુજરાતના લેઉઆ અને કડવા પાટીદારો પણ અસલ ગુર્જરો હોવા જોઇએ. આમ ગુર્જરોનાં રાજ્ય અને ગુર્જરોની વસ્તી ઉપરથી કહી શકાય છે કે ગુજરાત એ નામ ગુર્જર પ્રજાના નામ ઉપરથી પડેલું હોવું જોઈએ.

## ૪. ગુજરાતના ઇતિહાસની સાંકળ.

આપણો દેશ ગુજરાત છે, ગુજરાત હિંદુસ્તાનમાં આવેલું છે, અને હિંદુસ્તાનના ચક્રવર્તી રાજા અંગ્રેજ સરકાર છે, તેથી ગુજરાતમાં પણ અંગ્રેજ સરકારનું રાજ્ય ગણાય છે; પરંતુ ગુજરાતના કેટલાક ભાગમાં શ્રીમંત ગાયકવાડ સરકારનું રાજ્ય છે, તેથીગાયકવાડને ગુજરાતના રાજા કહે છે. ગાયકવાડ પહેલાંગુજરાત પેશ્વા સરકારના તાબામાં હતું, અને પેશ્વા સરકારે મોગલ બાદશાહોના સુબાઓ પાસેથી તે લઇ લીધું હતું. મોગલ અમલ પહેલાં ગુજરાતમાં સ્વતંત્ર મુસલમાન બાદશાહોનો અમલ હતો. તેમની રાજધાની અમદાવાદમાં હતી. અમદાવાદના બાદશાહો પહેલાં ત્યાં વાઘેલા વંશના રજપુત રાજાઓનું રાજ્ય હતું. એ રાજાઓની રાજધાની પાટણમાં હતી. વાઘેલા વંશના છેલ્લા રાજા કરણઘેલા પાસેથી દિલ્હીના પાદશાહ અલ્લાઉદીન ખિલજીએ ગુજરાત જીતી લીધું હતું. તેના તાબામાં ઘણાં વરસ રહ્યા પછી ગુજરાતમાં સ્વતંત્ર પાદશાહો થયા હતા. વાઘેલા વંશ પહેલાં સોલંકી વંશના રજપુતો ત્યાં રાજ્ય કરતા હતા. એ વંશમાં સિદ્ધરાજ વગેરે નામાંકિત રાજાઓ થઈ ગયા છે. સોલંકી રજપુતો પહેલાં ચાવડા વંશના રજપુતો રાજ્ય કરતા હતા. તે વંશનો પહેલો રાજા વનરાજ બહુ બહાદુર થઇ ગયો છે. તેણે પોતાના બાપનું ગએલું રાજ્ય પાછું જીતી લીધું હતું. તેમના પહેલાં વલ્લભી રાજાઓનો અમલ હતો. તેમની રાજધાની વલ્લભીપુરમાં હતી. એ વલ્લભીપુરનાં ખંડેર ભાવનગરની પાસે હાલ વળા ગામ છે ત્યાં આગળ માલમ પડે છે. વલ્લભી રાજાઓની પહેલાં જુદા જુદા કેટલાએક વંશના રજપુત રાજાઓ થઈ ગયા છે. સૌથી જુનામાં જુનું પુરાણકાળમાં યાદવોનું રાજ્ય ગુજરાતમાં હતું. એ વંશમાં શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ થયો હતો. યાદવોની રાજધાની કાઠિઆવાડમાં દરીઆ કાંઠે દ્વારકામાં હતી. એ એક મોટું તીર્થનું ક્ષેત્ર ગણાય છે.

---

# ભાગ ૨ જો.–વલ્લભીવંશ.

## ૫. વલ્લભીપુર.

ભાવનગરથી થોડે છેટે ચમારડીના ડુંગરાઓની થડમાં પીલુડીનાં ઝાડનું એક જંગલ છે. એ જંગલમાં વલ્લભીપુરનાં ખંડેરો નજરે પડે છે. ચમારડીના ડુંગરા ઉપરથી નીકળી ઉનાળાના દિવસોમાં સ્વચ્છ જળ પ્રવાહથી વાંકી ચુંકી ધીમી ધીમી વહેતી અને વરસાદના દિવસોમાં જોસબંધ વહી દરીઆને મળવા જતી ઘેલારો નદી એ નગરનાં ખંડેરો આગળથી વહે છે. ચોમાસાની રેલ પ્રસંગે એ નદીના પ્રવાહથી આ નગરનાં ખંડેરો ઉઘાડાં પડે છે, ત્યારે જુનાં મકાનોના પાયા નજરે પડે છે તે ઉપરથી એ નગરની ખરી મોટાઈનો ખ્યાલ આવે છે. કોઈ કોઈ વખતે ખંડેરોમાંથી જુના સિક્કા, શિવલિંગો, મૂર્ત્તિઓ વગેરે પણ હાથ લાગે છે, અને તેના ઉપરથી વલ્લભી રાજાઓની કેટલીક હકીકત મળી આવે છે. હાલ એ ઠેકાણે વળા નામે ગામ વસેલું છે, ને તે વલ્લભી રાજાઓનાજ વંશજો ગોહેલ વંશના રજપુત ઠાકોરની સત્તામાં છે. અહીંથી થોડે છેટે ઉત્તમ કારીગરીથી ભરેલાં જૈન દેવાલયોથી શોભી રહેલો શેત્રુંજય પર્વત આવેલો છે.

વલ્લભીનગર વિજયસેન અથવા સેનાપતિ ભટ્ટાર્કે વસાવ્યું હતું. એનો ઘેરાવો પાંચ માઇલ કરતાં પણ વધારે હતો. તેમાં વસ્તી ઘણી હતી. ત્યાંના લોકો શ્રીમંત હતા અને તેમાં સો કરતાં વધારે તો કરોડાધિપતિ વસતા હતા. ત્યાં વેપાર સારો ચાલતો હતો. તેમાં સેંકડો દેવાલયો હતાં, અને સો કરતાં વધારે બૌદ્ધમતના મઠ હતા, જેની અંદર છ હજારને સુમારે સાધુ રહેતા.

## ૬. વલ્લભી રાજાઓ.

ભગવાન રામચંદ્રના પુત્ર લવે પંજાબમાં લાહોર વસાવી ત્યાં રાજ્ય કર્યું. તેમના વંશમાં ૬૩મા પુરુષ કનકસેન થયા, તે સન ૧૪૪માં વિરાટનગર જે હાલ ધોળકા કહેવાય છે ત્યાં આવીને વસ્યા. ત્યાંથી પછી કોઈ પરમાર કુળના રાજાનું રાજ્ય જીતી લઈ વડનગર વસાવી ત્યાં તેણે પોતાની રાજધાની કરી. એ કનકસેનના વંશમાં વિજયસેન

નામે એક પ્રતાપી રાજા થઈ ગયા હતા. તે કોઈ મહારાજાના સેનાપતિ હતા, તેથી ભટ્ટાર્કને નામે પણ પ્રસિદ્ધ છે. એમણે વિજયપુર, વિદર્ભ અને વલ્લભીનગર વસાવ્યાં હતાં, અને વલ્લભીમાં પોતાની રાજધાની કરી હતી ( ઈ. સ. ૫૦૯ ). વિજયસેન પછી વલ્લભી વંશની ગાદીએ અનુક્રમે ધરસેન, દ્રોણસિંહ, ધ્રુવસેન, ધરપત્ત, અને ગૂહસેન થયા. એ ગૂહસેનનું બીજું નામ ગુહિલ હતું તેથી તેમના વંશના રજપુતો ગોહેલ અથવા ઘેલોટી કહેવાય છે. એ ગૂહસેનનો મોટો પુત્ર ધરસેન બીજો વલ્લભીપુરની ગાદીએ બેઠો અને નાના પુત્ર ગોહાએ ઈડરનું રાજ્ય સ્થાપ્યું. તેના વંશજ ઈડરથી ચિતોડ ( મેવાડમાં ) ગયા, જે હજી ઉદેપુરમાં રાજ્ય કરે છે અને ત્યાંના મહારાણા કહેવાય છે. ધરસેન બીજા પછી ૧૪ રાજાઓ થઈ ગયા, તેમાંના છેલ્લા એટલે સાતમા શિલાદિત્યના વખતમાં વલ્લભીપુરનો નાશ થયો.

## ૭. શિલાદિત્ય.

વલ્લભીપુરના છેલ્લા રાજા શિલાદિત્યની વાત જૈન ગ્રંથકારો નીચે પ્રમાણે લખે છેઃ—

ગુજરાતમાં ખેડા કરીને એક ગામ છે તે ગામમાં દેવાદિત્ય કરીને એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને સુભગા નામે એક છોકરી હતી તે ઘણી સ્વરૂપવાન હતી. તેને સૂર્યદેવથી એક પુત્ર તથા એક પુત્રી એમ બે સંતાન થયાં; પરંતુ એથી પોતાને લાંછન લાગેલું ગણી તેના બાપે તેને કાઢી મૂકી એટલે વલ્લભીપુરમાં આવીને રહી. એક દિવસ તેનો છોકરો રમતો હતો ત્યારે બીજા છોકરા તેને નબાપો કહીને ખીજવવા લાગ્યા. તે ઉપરથી તેણે તેની માને પૂછ્યું કે, “ મારો બાપ કોણ છે ? ” તેની માએ જવાબ આપ્યો કે, “ તેની મને ખબર નથી ”. આથી તે બહુ દીલગીર થયો અને આપઘાત કરીને મરવા તૈયાર થયો. ત્યારે સૂર્યનારાયણે આવીને તેને કહ્યું કે, “ હે પુત્ર ! તું ખેદ કરીશ નહિ, તું મારો પુત્ર છે, હું તારૂં રક્ષણ કરીશ. ” એમ કહીને તેને થોડાક પથરા આપ્યા તથા એક ઘોડો આપ્યો. એનાથી તે ગમે તેને જીતવાને સમર્થ થયો. સૂર્યનારાયણે એને પથરાનું હથિયાર આપ્યું

તેથી એ શિલાદિત્ય કહેવાયો. એક દિવસ એણે વલ્લભીપુરના કોઈ માણસને મારી નાખ્યો હશે તે ઉપરથી ત્યાંનો રાજા એના ઉપર કોપ્યો; પરંતુ સૂર્યના આપેલા પથરાના હથિયારથી તેણે તે રાજાને મારી નાખ્યો અને પછી પોતે વલ્લભાપુરનો રાજા થયો.

દેશમાં બૌદ્ધોનું પ્રબળ વધવાથી એ રાજા શિલાદિત્યે જૈન ધર્મનો ત્યાગ કરીને બૌદ્ધ ધર્મનો અંગીકાર કર્યો હતો. શિલાદિત્યે પોતાની બહેનને ભરૂચના રાજા સાથે પરણાવી હતી. પોતાના ધણીના મરી ગયા પછી તેણે જૈન ધર્મની દીક્ષા લીધી હતી, તથા તેના આઠ વર્ષના છોકરાએ પણ દીક્ષા લીધી હતી. એક દિવસ એ છોકરાએ પોતાની માને પોતાના ધર્મની સ્થિતિ પૂછી ત્યારે તેણે આંખમાં આંસું લાવીને કહ્યું કે, "દેશમાં બૌદ્ધોનું જોર બહુ વધી પડયું છે અને તેમણે તારા મામાને પણ વશ કરી લીધો છે, તેથી આપણો જૈન ધર્મ ખરાબ હાલતમાં આવી પડયો છે." આ ઉપરથી એ છોકરાએ શિલાદિત્યના દરબારમાં જઈ સભા કરી અને બૌદ્ધોને હરાવ્યા; આથી રાજાએ તેમને દેશપાર કર્યાં અને રાજ્યમાં જૈન ધર્મનું જોર વધ્યું. એ છોકરો શ્રીમલ્લસુરીને નામે પ્રસિદ્ધ થયો.

## ૮. કાકુ રંક તથા વલ્લભીપુરનો નાશ.

મારવાડમાં પાલી નામે એક શહેર છે તેમાં કાકુ અને પાતાલ નામે બે વાણીઆ ભાઇઓ રહેતા હતા. કાકુ મોટો ભાઇ હતો અને પાતાલ નાનો હતો. નાનો ભાઇ બહુ પૈસાદાર હતો તેથી કાકુ તેને ઘેર રહી કામકાજ કરતો. એક દિવસ કયારડામાં પાણી ભરાઈ ગયું હશે તેથી તેના નાના ભાઇએ તેને ઠપકો આપ્યો; તે ઉપરથી ખેદ પામીને કાકુ વલ્લભીપુર આવી આહીરોનાં ઝુપડાંમાં રહ્યો. અહીં તે બહુ ગરીબ હાલતમાં હતો. એક ટંકનું ખાવાનું પણ તેને મળતું નહિ, તેથી લોકો તેને કાકુ રંક કહીને બોલાવતા. એક દિવસ કોઈ સાધુ ગીરનાર પર્વત ઉપર જઈને તુંબડીમાં સિદ્ધરસ ભરી લાવ્યો. વલ્લભીપુર આવતાં "કાકુય તુંબડી, કાકુય તુંબડી" એવી વાણી તેને સંભળાઈ; એથી તે ચમકયો અને પકડાઈ જવાની બીકે કાકુને ત્યાં તુંબડી મૂકી તે જતો રહ્યો. એક વખત કાકુ રસોઇ કરતો હતો તે વખત ખીંટીએ ભેરવેલી સિદ્ધરસની તુંબડીમાંથી રસનું ટીપું લોઢી ઉપર પડ્યું તેથી લોઢી સોનાની થઈ ગઈ. આ જોઈ

કાકુને નવાઈ લાગી. પછી કાકુએ લોઢાનું ઘણું સોનું બનાવ્યું અને પોતાની જુની ઝુપડી સળગાવી મૂકી શહેરને બીજે છેડે જઈ હવેલી બાંધીને રહેવા લાગ્યો અને કાકુ શેઠ કહેવાયો. વળી એક વખત કોઈ ઘી વેચનારી ઘીનો ગાઢવો લઈને ઘી વેચવા આવી તેની પાસેથી ગાઢવામાંથી કાકુ ઘી કાઢી કાઢીને જોખી લે પણ ઘી ખૂટેજ નહિ, તેથી એને બહુ નવાઈ લાગી. તપાસ કરતાં માલમ પડયું કે એ ઘી વેચનારી પાસે ચિત્રકવેલની ઉઢાણી છે તેથી ગાઢવામાંથી ઘી ખૂટતું નથી. આ કારણથી તેની પાસેથી કાકુએ તે ઉઢાણી વેચાતી લઈ લીધી, અને પછી ઘીનો વેપાર કરવા માંડ્યો. આ બે સાધનથી કાકુ કરોડપતિ થઇ ગયો.

આ ચમત્કારની વાત ખરી હોય કે ખોટી, પણ કાકુ એક ગરીબ ભિખારી જેવો વલ્લભીપુરમાં આવ્યો હતો અને પછી મોટો કરોડાધિપતિ વેપારી થઇ પડ્યો હતો.

કાકુની છોકરી એક વખત રત્નજડિત સોનાની કાંસકીથી માથું ઓળતી હતી તે રાજાની કુંવરીના જોવામાં આવ્યું, તેથી તે કાંસકી લેવા કુંવરીએ રાજા આગળ હઠ કરી રાજાએ કાકુ પાસે તે કાંસકી માગી પણ કાકુએ તે આપી નહિ, તેથી રાજાએ છેવટ કાકુ પાસેથી તે જબરદસ્તીથી ખુંચવી લીધી. આથી કાકુને બહુ ગુસ્સો ચડ્યો. પછી તે મ્લેચ્છ દેશમાં ગયો અને એક કરોડ રૂપીઆ લાંચ આપીને વલ્લભીપુર પર ચઢાઇ લઇ આવ્યો; તેમાં શિલાદિત્ય મરાયો અને શહેર ભાંગ્યું.

---

## ભાગ ૩ જો.—ચાવડાવંશ.

### ૯. ચાવડા રજપુતો.

ચાવડા રજપુતો એ સિંધ તરફથી આવેલી એક લડાયક પ્રજા હતી અને દેવપાટણ આગળ દરીઆ કિનારે પ્રથમ વસેલી. એમને સંસ્કૃતમાં ચાપોત્કટ એટલે પ્રબળ ધનુષ્ય ધારણ કરનારા રજપુતો કહ્યા છે; પ્રથમ એ દરીઆ કાંઠે ચાંચિયાનો અને ચોરીનો ધંધો કરતા તેથી લોકોમાં ચોરા (સં. चौराः) કહેવાતા. તેનું અપભ્રંશરૂપ ચવરા અને પછી ચાવડા થયું. રાજ્યપ્રાપ્તિ થયા પછી પણ તેમણે ચોરીનો

ધંધો છોડયો નહોતો તે ઉપરથી એ કલ્પના ખરી લાગે છે. યોગરાજના પુત્ર ક્ષેમરાજે પાટણ બંદરે આવેલાં કેટલાંક પરદેશી વેપારીનાં વહાણ લૂટ્યાં હતાં તે ઉપરથી યોગરાજે તેને ઠપકો આપ્યો હતો કે, "તેં આજ સુધી મારી કરેલી મહેનત ધૂળમાં નાખી. આપણા પૂર્વજો આવાં કામ કરતા તેથી તેમને ચોર ગણીને લોક ધિક્કારતા. તેમનું આવું લાંછન મેં ધોઈ નાખવા માંડ્યું હતું તે તેં પાછું તાજું કર્યું." આ ઉપરથી જણાય છે કે ચોરીનો ધંધો તેમને પ્રિય હતો તે ઉપરથી તેમનું નામ ચાવરા કે ચાવડા પડ્યું હશે. ચાવડા ઉપરથી થએલો જાવડા શબ્દ હજુ પણ વઢીયાર તરફ ચોરના અર્થમાં વપરાય છે.

વલ્લભીપુરનો નાશ થયા પછી ચાવડાઓ કચ્છના રણ પાસે પંચાસરમાં આવીને વસ્યા, અને ત્યાં મોટું રાજ્ય સ્થાપ્યું.

## ૧૦. જયશિખરી ચાવડો.

ઇ. સ. ૬૯૬માં પંચાસરમાં ચાવડા વંશનો જયશિખરી નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો. તે મહા બળવાન, તેજસ્વી અને બુદ્ધિમાન હતો. તેનો ભંડાર અખૂટ હતો અને તેની ફોજ અગણિત અજીત યોદ્ધાઓથી બનેલી હતી. એની રાણી રૂપસુંદરી ઘણી રૂપાળી અને પ્રતિવ્રતા તથા શૂરી ક્ષત્રાણી હતી. એનો સાળો સુરપાળ હતો તે એનો ખાસ મિત્ર અને માનીતો સરદાર હતો. જયશિખરી વેદ ધર્મ પાળનારો ધર્મિષ્ઠ રાજા હતો. એની રૈયત સુખી અને આબાદ હતી. રામરાજ્ય જેવું એનું રાજ્ય હતું અને તેથી દેશાંતરમાં એની કીર્તિ પસરી રહી હતી.

ગુજરાતમાં જયશિખરી રાજ્ય કરતો તે વખત દક્ષિણમાં કલ્યાણ કટક અથવા કલ્યાણી નગરમાં સોલંકી વંશનો ભુવડ નામે રાજા રાજ્ય કરતો હતો. તે મહા ગર્વિષ્ઠ હતો. ઘણા દેશો જીતીને તેણે તાબે કર્યા હતા. ગુજરાતની રસાળ ભૂમિની અને રાજાની કીર્તિની વાતો સાંભળી તેણે ગુજરાત જીતવા લશ્કર મોકલ્યું, પણ ગુર્જરેશ્વર જયશિખરીના પરાક્રમથી ડરી એના સરદારો પાછા નાશી ગએલા અને ભુવડ આગળ જુઠું બોલેલા કે, "અમે ગુજરાત દેશ જીતીને ત્યાંના

રાજાને આપની તાબેદારી કબુલ કરાવી છે;" પરંતુ એવું બન્યું કે રાજા ભુવડ એક વખત પોતાના પુત્ર કરણ અને કવિ કામરાજ તથા બીજા સરદારોને લઈને સભા ભરીને બેઠો હતો તે વખત એક શંકર નામે જયશિખરીના દરબારનો રાજકવિ પોતાની વિદ્વત્તાના બળથી દેશ જીતતો જીતતો ત્યાં આવી ચઢયો. તેણે ભુવડનાં બહુ વખાણ કર્યાં અને પોતાની કવિત્વ કળાથી કામરાજને હરાવ્યો. તે ઉપરથી ભુવડે પ્રસન્ન થઈ તેને સારૂં ઇનામ આપ્યું, અને તેને પૂછ્યું કે તેં આટલો બધો અભ્યાસ ક્યાં કર્યો અને કયા રાજાનો તું રાજકવિ છે? તેના ઉત્તરમાં શંકર કવિએ જયશિખરીનાં અને ગુર્જરભૂમિનાં ઘણાંજ વખાણ કર્યા, અને તે રાજ્યમાં પોતે અભ્યાસ કર્યો હતો તેની વિગત કહી સંભળાવી.

આ વાત સાંભળી ત્યારે ભુવડ ચમક્યો અને તેણે જાણ્યું કે ગુજરાત જીત્યાની વાત મારા સરદારોએ કહી તે ખોટી છે. પછી તેણે પોતાના સોળ શૂરા સામંતો હતા તેમને એક મોટું લશ્કર આપીને ગુજરાત જીતવા મોકલ્યા. શંકર કવિએ પહેલેથીજ આ વાતની ખબર પોતાના રાજાને કહી હતી, તેથી લશ્કર ગુજરાતની હદમાં આવતાંજ જયશિખરી ઉત્સાહમાં આવી લઢવાને તૈયાર થઈ ગયો; પરંતુ સુરપાળે સમયસૂચકતા વાપરી પોતાના શૂરા સિપાઈઓને લઈ આગળ નીકળી પડી ભુવડના લશ્કરને ઘેરી લીધું, અને વાઘ જેમ બકરાંના ટોળા ઉપર તૂટી પડે તેમ તેના પર તૂટી પડ્યો. લશ્કરમાં ભંગાણ પડ્યું, ને તે કલ્યાણ-કટક પાછું ગયું. પછી ભુવડ બીજું બળવાન લશ્કર લઈને જાતે ચઢ્યો અને પંચાસર આવ્યો. બાવન દિવસ સુધી શહેરને ઘેરો ઘાલ્યો, પણ શહેર લેવાયું નહિ. છેવટે એક બાજુનો કિલ્લો તૂટ્યો એટલે જયશિખરી કેસરિયાં કરીને બહાર પડ્યો. જ્યારે એણે જાણ્યું કે આપણો જય થવાનો નથી ત્યારે પોતાના સાળા સુરપાળને બોલાવી કહ્યું કે, "હવે આપણો નાશ થશે અને નગર લૂટાશે માટે તારી બહેનને કોઇ સુરક્ષિત સ્થળે મૂકી આવ. એ ગર્ભવંતી છે તેથી એને જો પુત્ર થશે તો કોઇ દિવસ મારૂં વેર લેશે અને ગુજરાતનું રાજ્ય પાછું મેળવશે." સુરપાળે આવા લડાઇના અણીના વખતે છૂટા પડવા પ્રથમ ના પાડી, પણ ઘણું

સમજાવ્યાથી છેવટે તેમ કરવા કબુલ કર્યું, અને રાણી રૂપસુંદરી પાસે આવ્યો. રૂપસુંદરીએ પણ પ્રથમ જવાની ના કહી અને જો યુદ્ધમાં જયશિખરીનું મરણ થાય તો તેની પાછળ સતી થવાની ઇચ્છા જણાવી; પણ પોતે ગર્ભવંતી હતી એટલે વખતે પુત્ર થાય તો ધણીનું નામ રાખે એમ જાણી સુરપાળ સાથે વનમાં ગઈ; અને ત્યાં એક ગુપ્ત સ્થળમાં રહી. ત્યાર પછી જયશિખરી મરણીયો થઈ રણમાં તૂટી પડ્યો. તેણે વિચાર્યું કે બકરાં કાપવા કરતાં વાઘનેજ મારવો, તેથી તે ભુવડના ઉપર ધસ્યો. તેના હાથ કપાઇ ગયા ત્યારે તેણે ભુવડની છાતીમાં એક લાત મારી તેને મૂર્ચ્છિત કર્યો. એટલામાં ભુવડના બે મલ્લોએ આવી પછવાડેથી તલવાર મારી તેનું માથું ઉડાવી નાંખ્યું. પછી ત્રણ દિવસ સુધી એકલું ધડ ઝુઝયું અને આખરે પડ્યું. ભુવડ મૂર્ચ્છામાંથી ઉઠ્યો ત્યારે તેણે જયશિખરીનાં વખાણ કર્યાં અને બોલ્યો કે, "ઓ ક્ષત્રિય પુત્ર, તારાં માબાપને ધન્ય છે! તું બહુ પરાક્રમી દેવનો અંશ છે. તારા મોતની જગ્યાએ હું ગુર્જરેશ્વર મહાદેવનું દહેરૂં બંધાવીશ." એમ કહી જયશિખરીના શબને વારંવાર પ્રણામ કરી તે નગરમાં પેઠો. શહેરમાં ધમસાણ મચી રહ્યું. પાંચસેં દાસીઓ હાથમાં તરવારો લઈને લશ્કર ઉપર તુટી પડી. તેમણે ગામની બહાર ચાર ગાઉ સુધી લશ્કરને પાછું હાંકી કાઢ્યું, અને જયશિખરીની લાસને ઓળખીને તે લઈ આવી. પછી ચિતા ખડકી જયશિખરીની બીજી ચાર રાણીઓ તેની સાથે બળી મરીને સતી થઈ, તેમ બીજી હજારો સ્ત્રીઓ બળી મરી. ગામલોક પણ મરતા હતા, પરંતુ ભુવડ પાછો ફોજ લઈ ગામમાં આવ્યો અને લોકને બળતા અટકાવ્યા. ગોરના છોકરાને હાથે જયશિખરીનું શ્રાદ્ધ કરાવ્યું, અને તેને જ્યાં બાળ્યો ત્યાં ગુર્જરેશ્વર મહાદેવનું દેવાલય બંધાવ્યું. પછી ભુવડ ગુજરાતમાં પોતાના સરદારને મૂકીને પોતાને દેશ પાછો ગયો.

## ૧૧. રાણી રૂપસુંદરી.

રૂપસુંદરીને સુરપાળ વનમાં મૂકી ગયા પછી ત્યાં એક ભીલડી આવી ચઢી. તેણે જોયું કે આ કોઇ મોટું માણસ છે. પછી તે ભીલડીએ તેને કહ્યું કે "બહેન, આ વનમાં મારા ભેગાં તમે સુખેથી રહો. વનમાંથી ફળફૂલ કંદમૂળ તમારે ખાવાને માટે હું આણી આપીશ. અહીં કોઇ

જાતનો ભય નથી.” આ ઉપરથી રૂપસુંદરી ત્યાં રહી. પછી તેને સંવત ૭૫૨ ના વૈશાખ સુદ ૧૫ ને દિવસે સૂર્યોદય વેળાએ જગતનો સૂર્ય ઉગ્યો હોય તેવા પુત્રનો જન્મ થયો. તે દિવસે આકાશ નિર્મળ થયું અને સારા શુકન જણાવા લાગ્યા તેથી લોકોએ જાણ્યું કે કોઈ પ્રતાપી પુરુષનો જન્મ થયો છે. એક દિવસ રૂપસુંદરી ઝાડની ડાળીએ ઝોળી બાંધીને પુત્રને ઝોલા ખવડાવતી હતી, તે વખત શીલગુણસુરી નામે એક યતિ ત્યાં આવી ચઢ્યા. ઇંદ્રાણી જેવી રૂપસુંદરીને જોઇને તેમને લાગ્યું કે આ કોઈ સાધારણ માણસ નથી; તે ઉપરથી બધી ખબર પૂછતાં માલમ પડયું કે ગુજરાતના મહારાજ જયશિખરીની એ રાણી છે, અને આ તેનો પુત્ર છે. પછી યતિ તેને પોતાને અપાસરે લઈ ગયા. ત્યાં જઈ જયશિખરી મરાયાની તેને ખબર કરી અને દિલાસો આપી તેને શાંત કરી તથા પુત્રને ઉછેરીને મોટો કરવાનો ઉપદેશ આપ્યો.

## ૧૨. શૂરો સુરપાળ.

એ યુદ્ધકળામાં નિપુણ અને બહાદુર શૂરવીર હતો. એ જયશિખરીનો સાળો થતો હતો અને એની બહાદુરી જોઈને જયશિખરીએ પોતાની બહેન વિમળાને એની સાથે પરણાવી હતી. જ્યારે ભુવડે ગુજરાત ઉપર પહેલ વહેલું લશ્કર મોકલ્યું ત્યારે જયશિખરીના હુકમની વાટ જોયા વગરજ એ સામો હુમલો લઈ ગયો હતો; અને ભુવડના લશ્કરને એણે ઘેરી લીધું હતું. તેમાં ભુવડના સરદારોમાંથી ચંદને એણે ઠાર મારી નાખ્યો હતો, દ્વંદને સખત ઘાયલ કર્યો હતો તે છેટ્ટે દહાડે નાશતાં રસ્તામાં મરણ પામ્યો, વેદ સુરપાળથી પરાજ્ય પામ્યો તેથી શરમાઇને કાશીમાં જઇને સંન્યાસી થયો હતો, અને ફક્ત મિહીરજ નાશી છૂટ્યો હતો તે ભુવડને જઇને મળ્યો હતો. બીજી વખતની લડાઈમાં એને ફોડવાને ભુવડે બહુ પ્રયત્ન કર્યા હતા, પણ તે એકનિષ્ઠાથી જયશિખરીના પક્ષમાં રહી ઠેઠ સુધી લડ્યો હતો.

પોતાની બહેનને વનમાં મૂકી સુરપાળ પાછો ફર્યો ત્યારે જયશિખરી મરાયાની એને ખબર મળી. તે ઉપરથી રણમાં લઢી પ્રાણત્યાગ કરવાનો એણે નિશ્ચય કર્યો હતો; પરંતુ પછી પોતાની બહેનનો અને ભાણેજ થાય તો તેનો બેલી કોણ, એ વિચારથી તે જંગલમાં ભરાઈ રહી

વડના રાજ્ય સામે બહારવટું કરવા લાગ્યો. પછી રૂપસુંદરીને પુત્ર આવ્યાની એને ખબર મળી ત્યારે તે તેને જઈ મળ્યો, ને વારંવાર તેની ખબર લેવા લાગ્યો તથા ભાણેજને ઉછેરવામાં મદદ કરવા લાગ્યો.

## ૧૩. વનરાજ.

એનો જન્મ વનમાં થએલો હોવાથી એનું નામ વનરાજ પડ્યું. વનરાજ એટલે વનનો રાજા—સિંહ. જ્યારે બહારવટાનાં સંકટ વેઠી શકે એવી ઉમ્મરનો એ થયો ત્યારે એનો મામો સુરપાળ એને પોતાની સાથે જંગલમાં તેડી ગયો. એ મૂળથીજ તેજસ્વી હતો, અને એનામાં રાજતેજ ઝળકતું હતું તેથી એને ઘણા સોબતીઓ આવી મળ્યા. એના મામા સુરપાળે એને યુદ્ધ કળાની કેળવણી આપી; અને ગુરૂ શીલગુણસુરી પાસે સર્વ વિદ્યા શિખ્યો હતો, તેથી તે બધી વાતમાં બહુ પ્રવીણ બન્યો હતો. જ્યાં જતો ત્યાં એ વિજય કરીનેજ આવતો. ચાંપો નામે એક બહાદુર વાણીઓ એનો સોબતી થયો હતો અને અણહીલ નામે ભરવાડ રસ્તા બતાવવામાં એને મદદગાર થઈ પડયો હતો. ગુજરાતનું રાજ્ય લેવાની હોંસ એને દિવસે દિવસે વધતી ગઈ. અત્યારથીજ જાણે મોટો મહારાજા હોય તેમ પોતાના સોબતીઓને તે મોટી મોટી પદવીઓ આપવા લાગ્યો અને તેણે રાજ્ય ચિહ્ન ધારણ કરવા માંડ્યાં, તેથી એના સોબતીઓની એના ઉપર આસ્થા વધતી ગઈ. એવામાં એના મામા સુરપાળનું મરણ થયું, પણ એને લાયક મિત્રો આવી મળ્યા હતા તેથી એ ખોટ એને જણાઈ નહિ. ભુવડે ગુજરાતની ઉપજ પોતાની દીકરી મીનળદેવીને આપી હતી અને તેના વતી કારભાર કરવા એક ચાવડા સરદારને "શેલભ્રત" નીમ્યો હતો, તે એવી મતલબથી કે ગુજરાતના ચાવડાઓ તોફાન કરીને પજવે નહિ; પરંતુ એની એ મતલબ સરી નહિ. એક વખત ભુવડનાં માણસો ગુજરાતમાંથી પુષ્કળ દ્રવ્ય અને સોરઠના જાતવાન ઘોડા લઈને જતાં હતાં, તેમના ઉપર વનરાજે એકદમ હલ્લો કર્યો અને બધું પડાવી લીધું. આ લૂટમાં એને ૨૪ લાખ સોનામહોર અને ૪૦૦ ઘોડા તથા બીજો પુષ્કળ મૂલ્યવાન સામાન મળ્યો. આથી ભુવડ સાથે વેર તાજું થયું અને તેથી બચવાને એક વર્ષ સુધી તેને જંગલમાં સંતાઈ રહેવું પડયું. પણ ત્યાં રહીનેજ લશ્કર ભેગું કરી તેણે ગુજરાતનું રાજ્ય જીતી લીધું.

## ૧૪. વનરાજ. (ચાલુ)

વનરાજને પોતાની સત્તા પૂર્ણ જામ્યા પછી રાજધાનીનું શહેર વસાવવાની ઇચ્છા થઈ. પોતાના જંગલના મિત્ર અણહીલ ભરવાડને લઇને



વનરાજ-(પાટણમાંની મૂર્ત્તિ ઉપરથી).

તે જગ્યા જોવા નીકળ્યો. સરસ્વતીને કિનારે એક મેદાનમાં આવ્યા, ત્યાં અણહીલની સલાહ લઇને પાટણ નામે નવું નગર વસાવી ત્યાં તેણે પોતાની રાજધાની કરી. ઈ. સ. ૭૪૬–સંવત ૮૦૨ ના ચૈત્ર સુદ ૨ ને દિવસે તેમાં પ્રથમ ગણપતિનું દહેરૂં બંધાવ્યું તેમાં ગણપતિની સ્થાપના કરી, અને પોતાનો રાજ્યાભિષેક કરી રાજગાદી સ્થાપી. આ પ્રમાણે પોતાનો રાજ્યાભિષેક થયો ત્યારે તેણે શ્રીદેવી નામની એક વાણીયણ, જેને પહેલાં બ્હેન કહીને બોલાવી હતી, તેની પાસે રાજ્યતિલક કરાવ્યું; અને ચાંપાને પ્રધાન નીમ્યો, તેમજ પોતાની વૃદ્ધ માતા અને ગુરૂ શીલગુણસુરીને પણ પંચાસરથી પાટણ લાવીને

રાખ્યાં. પંચાસરમાં જે મૂર્ત્તિની તે પૂજા કરતા તે ત્યાં પધરાવી, જે હજુ પણ પંચાસરા પારસનાથ કહેવાય છે. એ દહેરામાં વનરાજે પોતાની પણ એક મૂર્ત્તિ કરાવીને પ્રદક્ષિણા ફરવાની જગ્યામાં બેસાડેલી છે. વનરાજ ૫૦ વરસની ઉમ્મરે ગાદીએ બેઠો હતો અને ૬૦ વરસ રાજ્ય કરી ૧૧૦ વરસનું લાંબુ આયુષ્ય ભોગવી મરણ પામ્યો.

## ૧૫. શ્રીદેવી.

વનરાજ એક વખત રાત્રે એક વાણીઆના ઘરમાં ચોરી કરવા પેઠો હતો. તેણે ચોરીને બધું દ્રવ્ય એકઠું કર્યું. પછી કોઠામાં હાથ નાખતાં દહીંના ગોરસામાં તેનો હાથ પડ્યો તેથી અપશુકન થએલા જાણી બધું પડતું મૂકીને તે ત્યાંથી જતો રહ્યો. બીજે દિવસે સવારે તે વાણીઆની બહેન શ્રીદેવીએ ગોરસું જોયું તો તેમાં હાથનો પંજો પડેલો જોયો. પંજાની રેખાઓ જોઈને તેણે ધાર્યું કે "આવી રેખાઓવાળો પુરુષ કોઈ મહાભાગ્યવાન છે. એને હું મારા ભાઈ જેવો ગણું છું, માટે એના દર્શન કર્યા વગર હું ભોજન લઈશ નહિ." આ પુરુષની પછીથી શોધ કરાવતાં વનરાજનો પત્તો લાગ્યો, એટલે તેને પોતાને ઘેર તેડી આણી પોતાના ભાઈની પેઠે ભોજન કરાવ્યું. વનરાજે પણ તેને પોતાની બહેન ગણી, અને વચન આપ્યું કે, "જ્યારે હું રાજા થઈશ ત્યારે રાજ્યાભિષેક વખતે ભગિની–તિલક તમારી પાસે કરાવીશ." એ વચન પછીથી તેણે બરોબર પાળ્યું હતું.

## ૧૬. ચાંપો વાણીઓ.

વનરાજ એક દિવસ જમવા બેઠો ત્યારે ઘરમાં ઘી ન હોવાથી તેની માએ લુખું ખાવાનું પીરસ્યું. વનરાજે ઘી માગ્યું ત્યારે માએ કહ્યું કે ઘરમાં ઘી નથી તે ક્યાંથી મૂકું ? લાવી આપે તો મૂકું. તે ઉપરથી વનરાજ ભાણા ઉપરથી જમ્યા વગર ઉઠી ગયો અને પોતાના બે સોબતીઓ સાથે કોઈ વેપારીને લૂટવા જંગલમાં ગયો. ત્યાં જંબુશેઠ અથવા ચાંપો નામે એક વેપારી ઘીનું કુલ્લું લઈને આવતો હતો તેને તેમણે રોકયો. એ વાણીઓ પણ ધનુર્વિદ્યામાં કુશળ હતો તેથી કંઈ એકદમ ચોરને માલ આપી દે એવો નહોતો. પોતાને ચોરેએ રોકયો

એટલે તેણે ગુસ્સો કરીને પોતાની પાસે પાંચ તીર હતાં તેમાંના બે ભાંગી નાખ્યાં અને કામઠું ચડાવીને સામો ઉભો. વનરાજે તેને બે તીર ભાંગી નાખવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, તમે ત્રણ જણ છો એટલે પાંચ તીરની જરૂર નથી; એક એક તીરથી એક એક જણને મારીશ. તેથી ત્રણ તીર બસ છે, માટેજ બે તીર ભાંગી નાખ્યાં છે. પછી તે વાણીઆએ વનરાજને પૂછ્યું કે, તમે કોણ છો ? એટલે વનરાજે કહ્યું કે હું મહારાજા જયશિખરીના પુત્ર, ગુજરાતનું રાજ્ય પાછું મેળવવાની કામનાવાળો, વનરાજ જેવો વનરાજ છું. વાણીઆએ કહ્યું કે મારા જેવો તમારી પાસે કોઈ વાણીઓ પ્રધાન નથી, નહિ તો આટલે ક્યારનુંએ રાજ્ય મેળવ્યું હોત. પછી વનરાજે તેને તેની નિશાન તાકવાની કળા બતાવવા કહ્યું, જે તેણે બતાવી તે જોઇને વનરાજે બહુ પ્રસન્ન થઈ તેને મિત્ર કરીને બોલાવી પોતાની પાસે રાખ્યો, અને વચન આપ્યું કે "હું રાજા થઈશ ત્યારે તને મુખ્ય પ્રધાન બનાવીશ." તે પ્રમાણે રાજ્ય પ્રાપ્ત કર્યા પછી તેણે તેને પ્રધાન બનાવ્યો હતો. એ ચાંપાએ પાવાગઢના પાવાગઢના તળેટીમાં ચાંપાનેર વસાવ્યું હતું.

## ૧૭. વનરાજ પછીના રાજાઓ.

વનરાજ પછી અનુક્રમે યોગરાજ, ક્ષેમરાજ, ભુવડ, વૈરીસિંહ, રત્નાદિત્ય અને સામંતસિંહ રાજાઓ થયા છે. તેમાં યોગરાજ સદ્‌ગુણી, પ્રજાનું પાલણ કરનાર અને શૂરવીર રાજા થઈ ગયા છે. એના વખતમાં કોઈ પરદેશી વેપારીનાં વહાણ સોરઠના પાટણ બંદરે આવી પહોંચ્યાં હતાં, તેમાં બહુ મૂલ્યવાન માલ ભરેલો હતો. યોગરાજે ના કહેવા છતાં તેના પુત્ર ક્ષેમરાજે તે વહાણ લૂટ્યાં તેથી યોગરાજને બહુ ખોટું લાગ્યું અને દેશાવરમાં પોતાની અપકીર્તિ થઈ જાણી તે ચિતા ખડકાવી બળી મુવો. બીજા રાજાઓના સંબંધમાં કંઈ ખાસ જાણવા જેવું નથી; પણ છેલ્લો રાજા સામંતસિંહ દુર્વ્યસની અને દારૂડીઓ હતો તેથી તેણે પોતાનું રાજ્ય ખોયું. એનું રાજ્ય એના ભાણેજ મૂળરાજે પડાવી લીધું અને તેને મારી નાખ્યો. તે પછી ચાવડા વંશનો અંત આવ્યો અને ગુજરાતનું રાજ્ય મૂળરાજના સોલંકી વંશમાં ગયું.

# ભાગ ૪ થો—સોલંકી વંશ.

## ૧૮. (क) સોલંકી વંશની સ્થાપના. (ख) મૂળરાજ.

એવી વાત કહેવાય છે કે **રાજ** તથા **બીજ** નામે કલ્યાણીના રાજા **ભુવનાદિત્ય**ના છોકરાઓ તીર્થયાત્રા કરવા સાધુને વેશે નીકળ્યા હતા, તે ફરતા ફરતા **પાટણ**ને પાદરે આવીને ઉતર્યા. ત્યાં **પાટણ**ના રાજા **સામંતસિંહ**નો ખાસદાર ઘોડીને પાણી પાવા લાવ્યો હશે, તે ઘોડી **રાજ** તથા **બીજ**નો સાધુના જેવો વેશ જોઈને ચમકી, તેથી ખાસદારે તેને ચાબુક મારી. ઘોડી સગર્ભા હતી તેથી **બીજ** જે અશ્વવિદ્યામાં કુશળ હતો તેણે ખાસદારને કહ્યું કે, "ભલા આદમી! અમસ્થી ઘોડીને શું કરવા મારી! એના પેટમાં પંચકલ્યાણી વછેરો છે, તેની ડાબી આંખ ચાબુક મારીને વિના કારણ ફોડી નાખી." આ વાત ખાસદારે જઈને **સામંતસિંહ**ને કહી એટલે તેને લાગ્યું કે એ કોઈ મહાત્મા હશે. આ ઉપરથી તે **બીજ** પાસે આવ્યો, ને તેને કહ્યું કે જો તમારૂં કહેવું ખરૂં પડશે તો મારૂં અર્ધું રાજ્ય તમને આપીશ, ને જો ખરૂં નહિ પડે તો તમારૂં સર્વસ્વ લૂટી લઈશ. પછી પંદર દિવસ સુધી **રાજ** તથા **બીજ** ત્યાં રહ્યા એટલે ઘોડીને વછેરો અવતર્યો તે બરાબર **બીજ**ના કહેવા પ્રમાણે પંચકલ્યાણી તથા ડાબી આંખે કાણો હતો. આથી **સામંતસિંહે** પોતાની બહેન **લીલાદેવી**ને તેને પરણાવવાનું કહ્યું; પણ **બીજ** એક આંખે કાણો હતો તેથી તેણે પોતાના ભાઈ **રાજ** સાથે પરણાવવા કહ્યું. તે પ્રમાણે **સામંતસિંહે રાજ** સાથે **લીલાદેવી**નાં લગ્ન કર્યાં. પછી ત્યાં એક વર્ષ તેઓ રહ્યા. તે દરમિઆન **લીલાદેવી**ને પુત્ર અવતર્યો. તે મૂળ નક્ષત્રમાં અવતર્યો માટે તેનું નામ **મૂળરાજ** પાડ્યું. ત્યાંથી પછી તેઓ કચ્છ ગયા. ત્યાં કેટલોક વખત રહ્યા પછી કચ્છના રાજા **લાખાફુલાણી** સાથે કંઈ ટંટો થયો તેથી **લાખા**એ **રાજ**ને મારી નાખ્યો. આમ થવાથી તેઓ પાછા **પાટણ** આવ્યા. તે વખતે **મૂળરાજ** મોટો થએલો હતો, તેથી **બીજે** તેને કહ્યું કે, "તારા બાપને તારા મામાએ અર્ધું રાજ્ય આપવાનું કહ્યું છે તે માગી લે." તે પ્રમાણે તેણે માગ્યું એટલે **સામંતસિંહે** કહ્યું કે, "મેં લીંબુઉછાળ રાજ્ય આપવાનું કહ્યું છે તે પ્રમાણે

આપું. મૂળરાજે તે કબુલ કર્યું એટલે રોજ લીંબુ ઉછાળે ને તે નીચે પડે એટલી વાર તે રાજ્ય કરવા લાગ્યો. એટલા વખતમાં તે સરદારોને રોજ મોટી મોટી બક્ષીસો આપવા લાગ્યો તેથી બધા સરદારો એના ઉપર રાજી થઈ ગયા. પછી એના કાકાએ એક યુક્તિ બતાવી તે પ્રમાણે તેણે ગરજણો* પાળી. તેમને તે માંસના કટકા નાખતો એટલે એની આસપાસ ભમ્યા કરતી. એક દિવસ એ લોહીવાળું કરીને લીંબુ લઈ ગયો અને ગાદીએ બેઠા પછી તે ઉછાળ્યું એટલે ગરજણો તે લઈને ઉડી ગઈ, ને તેથી તે ગાદીપરથી ઉઠ્યો નહિ. પછી તેના મામાએ જ્યારે તેને ઉઠવાનું કહ્યું ત્યારે તે સામો થયો ને બોલ્યો કે લીંબુ ભોંયપર પડેલું બતાવો તો ઉઠું. આથી મારંમારા થઈ તેમાં બધા સરદારો મૂળરાજના પક્ષમાં થઈ ગયા. પછી મામાને મારી તે ગાદીપર ચઢી બેઠો, અને કોઈ ગાદીનો દાવો કરે નહિ માટે મોસાળ પક્ષનાં બીજાં બધાં સગાંને મારી નાખ્યાં.

આ પાપનું પ્રાયશ્ચિત કરવા તેણે પાછળથી ઘણાં દાન ધર્મ કર્યાં. ઉત્તરમાંથી વિદ્વાનો અને પવિત્ર બ્રાહ્મણોને બોલાવી તેમને ઘણાં દાન આપ્યાં. આ બ્રાહ્મણોને વસવાને સિદ્ધપુર, સિહોર, તથા ખંભાત ગામ આપ્યાં. ઉત્તરમાંથી આવેલા આ બ્રાહ્મણો ઔદિચ્ય કહેવાયા.

## ૧૯. અજમેરના રાજા તથા સેનાપતિ બારપ સાથે લડાઈ.

મૂળરાજ ગાદીએ બેઠો એટલે પાડોશના રાજાઓએ તેનું રાજ્ય પડાવી લેવાનો વિચાર કર્યો. ઉત્તરેથી અજમેરનો રાજા મોટું લસ્કર લઈ ગુજરાત ઉપર ચઢી આવ્યો, અને એ વખતેજ તેના ઉપર દક્ષિણના તેલંગણના રાજાએ સેનાપતિ બારપને લસ્કર લઈ મોકલ્યો. મૂળરાજે જાણ્યું કે અજમેરનો રાજા ચોમાસામાં થાકીને જતો રહેશે તેથી ચોમાસુ આવતાં સુધી સામી લડાઈ આપ્યા વગર તે પોતાના કંથકોટના કિલ્લામાં જઈને ભરાઈ બેઠો. પરંતુ અજમેરનો રાજા તો પાછો જતાં જ્યાં મુકામ નાખ્યો હતો ત્યાંજ સાકંભરી ગામે પડી રહ્યો. પોતાની કુળદેવીને ત્યાંજ પધરાવી ત્યાંજ તેણે નવરાત્રીનો ઉત્સવ કર્યો, અને

* એક જાતનું પક્ષી; ગીધ.

દશરા પછી લડાઈ કરવાનો વિચાર રાખ્યો. મૂળરાજે જાણ્યું કે હવે લડ્યા વગર છૂટકો નથી તેથી તેણે એક યુક્તિ કરી. લહણિકા (નવરાત્રના ઉપવાસ) કરવાના મિષે તેણે પોતાના સામંતોને કંકોત્રીઓ લખી અને તેમનો સત્કાર કરવાને રાજપુત્રોને અગાઉથી તે ગામે મોકલ્યા. તે બધા હથિયાર સાથે ત્યાં ભેગા થયા. પછી મુહૂર્તને દિવસે સાંઢણીપર બેસી પોતે આવ્યો અને અજમેરના રાજાની છાવણીમાં પેસી એકદમ તેના તંબુમાં દાખલ થઈ ગયો. સંકેત પ્રમાણે તેના સામંતોએ આવી ચાર હજાર ઘોડેસવાર સાથે તંબુને ઘેરી લીધો. આ જોઈને અજમેરનો રાજા અચંબો પામી ગયો અને મૂળરાજને કહેવા લાગ્યો કે, "એક કટારના જોરપર જેણે આટલું બધું સાહસ કર્યું તેવા બળવાન ગુર્જર રાજની સાથે હું મિત્રતા કરવા ઇચ્છું છું." પરંતુ મૂળરાજે કહ્યું કે, "મારી સાથે યુદ્ધ કરે એવો જગમાં મેં કોઈ મુકુટધારી જોયો નથી; પણ તમે જ્યારે યુદ્ધ કરવાને અહીં આવ્યા છો ત્યારે યુદ્ધનો પ્રસંગ આવેલો જોઈ મને હર્ષ થાય છે. માટે તૈલંગણના સેનાપતિ બારપને સજા કરી હું પાછો આવું ત્યાં સુધી નિશ્ચિંતે થોભજો, પછી આપણે અરસપરસ યુદ્ધનો સ્વાદ ચાખીશું" તે પછી મૂળરાજ પોતાના સામંતો સાથે બારપના લશ્કર ઉપર તૂટી પડ્યો, અને તેનો પરાજય કર્યો. ત્યાંથી તે સાકંભરી આવવા પાછો ફર્યો, પરંતુ તેના આવતા પહેલાંજ તેનું પરાક્રમ જાણીને અજમેરનો રાજા મુકામ ઉપાડી જતો રહ્યો હતો.

## ૨૦. ગ્રાહરિપુનો નાશ.

એમ કહેવાય છે કે એક વખત સોમનાથ મહાદેવે મૂળરાજને સ્વપ્નામાં કહ્યું કે, "સોરઠનો રાજા ગ્રાહરિપુ મારી જાત્રાએ આવનારાઓને રાક્ષસોની પેઠે ત્રાસ આપે છે, માટે તેનો નાશ કર. હું તને સહાય થઈશ." આ સ્વપ્નાની વાત મૂળરાજે પોતાના પ્રધાનોને કહી ને તેમની સલાહ પૂછી. તેમણે પણ કહ્યું કે, "ગ્રાહરિપુ મદાંધ થઈને અધર્મથી વર્તે છે ને ધર્મનો નાશ કરે છે માટે તેને સજા કરવી." આ ઉપરથી મૂળરાજ લશ્કર લઈ ચઢ્યો. તેની મદદમાં તેનો ઓરમાઈ ભાઈ ગંગામહ તથા આબુના, મારવાડના, અને કાશીના રાજા આવ્યા

હતા. ગ્રાહરિપુની મદદમાં પણ તેની નીલી રાણીના પુત્રો જે સોરઠમાં ભાદર નદીને કાંઠે વસતા હતા તે તથા વગડાના ભીલ લોકો અને કચ્છનો રાજા લાખો જામ આવ્યા હતા. બંને વચ્ચે જબરૂં યુદ્ધ થયું. તેમાં છેવટે મૂળરાજે ગ્રાહરિપુને હાથી ઉપરથી ગબડાવીને માર્યો, એટલે તેનું લશ્કર નાઠું. પછી લાખો ક્રોધ કરીને તેની સામો આવ્યો. તેને પણ પૂરો કરી મૂળરાજ તેની છાતી ઉપર ચઢી બેઠો અને તેના ગળા ઉપર પગ મૂકયો. લાખાની મા ત્યાં આવી ઉભી ઉભી આ બનાવ જોતી હતી, તેથી તેણે મૂળરાજને શાપ દીધો કે, "તેં મારા કુંવરને ભુંડી રીતે માર્યો માટે તારા કુટુંબનો કોઢથી નાશ થજો."

## ૨૧. લાટ દેશ ઉપર ચઢાઈ.

ગ્રાહરિપુ તથા લાખાનો પરાજય કર્યા પછી મૂળરાજની સત્તા બરાબર જામી. ઘણા રાજાઓ તેને નમતા આવ્યા. જુદા જુદા દેશના રાજાઓ તરફથી તેને ભેટો આવવા લાગી. અંગ દેશના રાજાએ શણગારેલા રથ, સિંધ દેશના રાજાએ રત્નો, દેવગિરિના રાજાએ ન કરમાય એવાં કમળ, કોલાપુરના રાજાએ પદ્મરાગ મણિ, કાશ્મીરના રાજાએ કસ્તુરી, કુરૂક્ષેત્રના રાજાએ વિવિધ રંગનું છત્ર, પાંચાલના રાજાએ ગામો, અને લાટ દેશના રાજાએ એક હાથી એવી ભેટો મોકલી. મૂળરાજે પોતાના કુંવર ચામુંડને પૂછ્યું કે આ હાથી કેવી જાતનો છે? ચામુંડ હાથી પારખવાની વિદ્યામાં કુશળ હતો તેથી તેણે કહ્યું કે, "લાંબી સુંઢવાળો, બેડોળ દંતુશળવાળો, બિલાડાના જેવી આંખોવાળો, પોપટનાં પીછાં જેવા પૂછડાવાળો અને કાળા નખવાળો આ હાથી બહુ અપશુકનીઆળ છે. જેની પાસે એ હોય તેનો એ નાશ કરે." આ ઉપરથી મૂળરાજ લાટ દેશના રાજા ઉપર ક્રોધે ભરાયો ને પોતાના કુંવર ચામુંડ સાથે તેણે તેના ઉપર ચઢાઈ કરી. તેનું લશ્કર મહી નદી ઉતરીને ભરૂચ આવી પહોચ્યું. ચામુંડે લડાઈમાં લાટ દેશના રાજાને માર્યો, અને જીત કરી સ્વારી પાછી ફરી. પાછા આવતાં આબુ ઉપર અચળગઢના રાજાને પણ તેણે નમાવ્યો.

---

## ૨૨. રુદ્રમાળ.



પોતે કરેલાં પાપથી મુક્ત થવાને માટે અને એકાદ પવિત્ર સ્થળે બેસીને પાછલી અવસ્થામાં ઇશ્વરની ભક્તિ કરવાને માટે મૂળરાજે સિદ્ધપુરમાં સરસ્વતી નદીના કિનારા ઉપર મહાદેવનું જે બહુ મોટું દેવાલય બંધાવ્યું તેને રુદ્રમાળ અથવા રુદ્રમહાલય કહે છે. રુદ્ર એટલે મહાદેવ અને મહાલય એટલે મોટું દેવળ. એ જ્યારે બંધાવ્યું ત્યારે

તદ્દન પત્થરનું, ઉંચી જાતની કારીગીરીવાળું, સાત માળનું હતું. તેનો સભામંડપ અષ્ટકોણાકાર ચોકવાળો હતો, ને તેમાં રહેલા સ્તંભ કોતરણી કામના નમુના હતા. ગભારામાં રહેલી મૂર્તિના ઉપર શિખરબંધી હતી ને તેના ઉપર બહુ ઉંચે ધ્વજા ફરકતી હતી. હજારો બ્રાહ્મણો એમાં નિરંતર પાઠપૂજા કરતા અને રોજ બ્રહ્મભોજન થયા કરતાં. અહીંઆં ઇ. સ. ૯૯૭માં મરણ પામ્યો ત્યાં સુધી મૂળરાજ પ્રભુ ભજનમાં મગ્ન રહેતો. હાલમાં ફક્ત નિશાની તરીકે બેચાર થાંભલા અને બેક કમાન ઉભાં રહેલાં છે; તે પણ તેના મોટા કદથી રુદ્રમાળની અસલની મોટાઈની સાક્ષી પૂરે છે. કાળની શી ગહન ગતિ છે! કાળના ઝપાટા આગળ એક ભવ્ય ઇમારત પણ ખંડેર થઈ ગઈ છે!

## ૨૩. ચામુંડરાજ.

મૂળરાજના મરણ પછી તેનો પુત્ર **ચામુંડ** ગાદીએ બેઠો. તે પરાક્રમી અને શૂરવીર હતો, પણ તેની સાથે તે બહુ દુરાચારી હતો તેથી તેની બહેન **વાચિણીદેવીએ** તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેના પુત્ર **વલ્લભસેનને** ગાદીએ બેસાડ્યો હતો. એને **વલ્લભસેન**, **દુર્લભસેન** અને **નાગરાજ** એવા ત્રણ દીકરા હતા. **ચામુંડ** પોતાના કર્મોનું પાયશ્ચિત કરવા **કાશી** તરફ જતો હતો તે વખતે રસ્તામાં **માળવાના** રાજાએ તેને લૂટી લીધો. આથી તે પાછો ઘેર આવ્યો અને પોતાના પુત્ર **વલ્લભસેનને** **માળવાના** રાજાને સજા કરવાને લશ્કર લઈ મોકલ્યો. પરંતુ તે રસ્તામાંજ શીતળાના રોગથી મરણ પામ્યો, એટલે તેનું લશ્કર પાછું આવ્યું. પછી પોતાના બીજા પુત્ર **દુર્લભસેનને** રાજ્ય આપી **ચામુંડ** **શુકલતીર્થ** જઈ રહ્યો અને ત્યાંજ મરણ પામ્યો.

## ૨૪. દુર્લભરાજ.

દુર્લભરાજે રાજ્ય સારી રીતે ચલાવ્યું. તેણે ઘણા દુશ્મનોને જીત્યા, દહેરાં બંધાવ્યાં, અને ઘણાં ધર્મનાં કામ કર્યાં. એના વખતમાં **મારવાડમાં** **નાંદોલના** રાજા **મહેન્દ્રે** પોતાની બહેન **દુર્લભદેવીને** માટે સ્વયંવર કર્યો હતો. આવેલા બધા રાજાઓમાં દુર્લભદેવીએ દુર્લભરાજને પસંદ કરી તેની કોટમાં વરમાળ નાખી તેથી બીજા રાજાઓ તેની સાથે લડવા

ઉઠ્યા. **દુર્લભરાજ** તે બધાને હરાવી **દુર્લભદેવી**ને પરણ્યો. **મહેન્દ્ર**ને બીજી એક નાની બહેન હતી. તે તેણે દુર્લભરાજના ભાઈ **નાગરાજ**ને પરણાવી. પછી દુર્લભરાજ તથા **નાગરાજ** બન્ને ભાઈ **અણહીલપુર** પાછા આવ્યા. ત્યાં આવીને તેણે ત્યાં **દુર્લભસરોવર** નામે સુંદર સરોવર બંધાવ્યું.

દુર્લભરાજને કંઇ પુત્ર નહોતો. તેના ભાઈ **નાગરાજ**ને પણ મોટી ઉમ્મરે એક પુત્ર થયો. આથી તેણે આખા શહેરમાં મોટો ઉત્સવ કરાવ્યો. એ પુત્રનું નામ **ભીમ** પાડ્યું. **ભીમ** મોટો થયા પછી **દુર્લભરાજ** તથા **નાગરાજ** બંને ભાઈઓ તેને રાજપાટ સોંપી આત્માના કલ્યાણને માટે એક તીર્થમાં જઈને રહ્યા અને ત્યાં પરમાત્માના ધ્યાનમાં લીન થયા.

## ૨૫. ભીમદેવ. (પહેલો.)

**ભીમ** મનનો ઉદાર, શૂરવીર, નીતિમાન અને રાજ્ય ચલાવવામાં હોશિયાર હતો. એના કાકાએ તથા બાપે એને રાજ્ય આપવા માંડ્યું તોપણ વિવેકથી એણે તે લેવાની ના કહી, અને જ્યારે તેમનો ઘણો આગ્રહ જોયો ત્યારે તે લીધું અને સારી રીતે ચલાવ્યું. **માળવાના** રાજા **ભોજ** સાથે એને અણબનાવ ચાલતો હતો. **સિંધ** દેશના રાજા ઉપર સ્વારી કરીને એણે તેને હરાવ્યો હતો; તથા **ચેદી** અથવા **બુંદેલખંડના** રાજાને તેણે જીત્યો હતો. એના મંત્રી **વિમળશાહે આબુના** રાજા **ઢુંઢુરાજ**ને હરાવી **આબુ** ઉપરનું એક શિખર મેળવ્યું હતું. **ભીમ**ના વખતમાં **ગીઝની**નો સુલતાન **મહંમદ કાઠીઆવાડ**માં આવેલા **સોમનાથ મહાદેવ**નું પ્રખ્યાત દેવળ તોડવા અને લૂટવા ચઢી આવ્યો હતો, તેની સાથે એણે ભારે લડાઈ કરી હતી. **અજમેરના ચોહાણ** રાજા **વિસળદેવ** સાથે પણ **ભીમ**ને લડાઈ થઈ હતી.

## ૨૬. ભોજ સાથે લડાઈ.

**ભીમ**ના વખતમાં રાજા **ભોજ** રાજ્ય કરતો હતો. તે મોટો વિદ્વાન, કવિઓને આશ્રય આપનાર, અને શૂરવીર હતો. **ભીમ**દેવ જ્યારે **સિંધ** ઉપર ચઢાઈ લઈ ગયો હતો ત્યારે **ભોજે** પોતાના સેનાપતિ **કુલચંદ્ર**ને **ગુજરાત** ઉપર સ્વારી કરવા મોકલ્યો. તેણે આવીને **અણહીલવાડ** જીત્યું,

અને રાજમહેલના દરવાજા આગળ જયની નીશાની તરીકે કોડીઓ દાટી તથા ભીમના પ્રધાનો પાસેથી જયપત્ર લખાવી લઈ માળવે પાછો ગયો. ભોજે તેનો આદર સત્કાર કર્યો, પણ કહ્યું કે "કોડીઓ દાટી તે ખોટું કર્યું; એથી તો આપણને ઉલટા અપશુકન થયા; કેમકે એથી તો ઉલટું માળવાનું ધન ગુજરાત જાય એમ જણાય છે માટે મીઠું દાટવું હતું."

એક વખત માળવામાં દુકાળ પડ્યો ત્યારે ભોજની ઇચ્છા ગુજરાતનું અનાજ લૂટી જવાની થઈ. પણ ભોજના દરબારમાં ગુજરાતના રાજાનો પ્રતિનિધિ ડામર રહેતો હતો તે બહુ બુદ્ધિશાળી હતો. તેણે ભોજને ઉંધું સમજાવી તેને તૈલંગ ઉપર સ્વારી કરવા મોકલ્યો. આ લાગ સાધી ભીમ માળવા પર ચઢી ગયો અને પોતાને મન માનતા કરાર કરાવી પાછો ફર્યો.

ત્રીજી વખત કાશીના રાજા કરણ સાથે મળી ભીમે ભોજ ઉપર ચઢી જવાનું કર્યું, પણ એ વખતે ભોજ માંદો હતો ને મરણ પથારીએ હતો, તેથી ડામરે ભીમને સમસ્યા લખી મોકલી કે,

> આંબે કેરી પાકી, ડીંટું ઢાળી ગયું છેક તેનું;
> પવને ડાળી ધ્રુજે, શુંય છેવટ આવશે અરે તેનું.

આ સમસ્યાથી ભોજનો મરણકાળ નજીક સમજી ભીમે શાંત રહેવાનો નિશ્ચય કર્યો. પછી ભોજનું મૃત્યુ થયું એટલે કરણે ધારાનગરી લૂટી. ડામરે ભીમનાવતી તેમાંથી ભાગ પડાવ્યો અને માળવાના દેવળોની ઉપજ ગુજરાતનો રાજા લે એવું લખાવી લીધું ભોજે પોતાની બધી દોલત દાન ધર્મમાં વાપરી દીધી હતી, તેથી મરતી વખત પોતે સાથે કંઈ લઈ જતો નથી એમ જણાવવાને પોતાના માણસોને કહ્યું હતું કે "મને સ્મશાનમાં લઈ જતી વખત મારા હાથ ઉઘાડા રાખજો."

## ૨૭. સોમનાથ મહાદેવ.

હિંદુસ્તાનમાં બાર મોટાં જ્યોતિર્લિંગ ગણાય છે તેમાં સોમનાથનું પણ એક છે. કાઠિઆવાડની દક્ષિણે નાશ્રેરનો લીલોછમ સુંદર પ્રદેશ છે તેમાં વેરાવળનું નાનું બંદર છે. તેની પડોશમાં પ્રભાસપાટણ નામનું જુનું શહેર છે. આ શહેરમાં સોમનાથ મહાદેવનું મોટું દેવળ છે. એ દેવળનો ઘણો ભાગ હાલ તો ખંડેર થઈ ગએલો છે, અને તેના પત્થરના કકડા ઘણા ગાઉ સુધી વેરાયલા પડયા છે; પણ મુસલમાનો આવ્યા ત્યારે તેનો દબદબો કંઈ ઓર પ્રકારનોજ હતો. એ દેવળ સમુદ્ર કિનારે હોવાથી દરીઆની છોળો એના પાછલા ભાગ ઉપર અથડાયા કરતી હતી. દેવળનું ઉંચું શિખર આકાશમાં ડોકીયાં કરતું હતું, અને તેના ઉપર સોનાના કળશ ઝગઝગાટ કરી રહ્યા હતા, તથા ભગવી ધ્વજા આકાશમાં ફરકી રહી હતી દેવળની અંદર ૫૬ થાંભલા સોસાથી જડી લીધેલા હતા. દેવળનો મૂર્ત્તિવાળો ગભારાનો ભાગ અંધારા ઓરડામાં હતો પણ તેમાં રત્નજડિત ઝુમ્મરો લટકાવેલાં હતાં તેમાં જ્યારે દીવા સળગતા ત્યારે આખો ઓરડો ઝળાંઝળાં થઈ રહેતો. મહાદેવની મૂર્ત્તિ ત્રણ હાથના ઘેરાવાની પાંચ હાથ ઉંચી હતી, અને તેના ઉપર સોનાની જળાધારીમાંથી પાણી ટપકયાં કરતું હતું. એ મૂર્ત્તિ બે હાથ તો જમીનની અંદર દાટેલી હતી. મૂર્ત્તિની પાસેના મોટા ઘંટને ૨૦૦ મણ સોનાની સાંકળ બાંધેલી હતી. એ સાંકળની સાથે બીજી નાની નાની ઘંટડીઓનો સંબંધ હતો, તેથી જ્યારે સાંકળ હલાવવામાં આવતી ત્યારે બધી ઘંટડીઓનો સામટો ઘોર થઈ રહેતો. કરોડો રૂપીઆ લોકો તરફથી અહીં ભેટમાં મળતા. કિમતીમાં કિમતી રત્નોનો સંગ્રહ આ દહેરાના ખજાનામાં હતો.

## ૨૮. ઢુંઢુરાજ તથા વિમળશાહ.

આબુ ઉપર અચલેશ્વર ગઢ છે ત્યાંના પરમાર રાજાઓએ ગુજરાતના રાજાઓનું ઉપરીપણું કબુલ કર્યું હતું. પણ ભીમના વખતમાં ત્યાં ઢુંઢુરાજ નામે રાજા થયો તે ગુજરાતના રાજાથી સ્વતંત્રપણે વર્તવા લાગ્યો, એટલુંજ નહિ પણ ભીમના દુસ્મન માળવાના રાજા ભોજ સાથે તેણે મિત્રતા બાંધી. આથી ભીમ ગુસ્સે થયો અને વિમળશાહ નામે પોતાના એક પ્રધાનને સેનાપતિ નીમી આબુ ઉપર ચઢાઈ કરવા મોકલ્યો. વિમળશાહે ઢુંઢુરાજને જીતીને તાબે કર્યો અને તેની પાસેથી આબુ ઉપરનું ચિત્રકૂટનું શિખર દહેરાં બંધાવવા માગી લીધું. એ શિખરપર તેણે ઉત્તમ કારીગીરીવાળાં ઘણાં સુંદર જૈન દહેરાં બંધાવ્યાં, જે દેલવાડાના નામે આજે પણ પ્રખ્યાત છે. વિમળશાહે કુંભારીયામાં પણ બીજાં સુંદર દહેરાં બંધાવ્યાં છે.



દેલવાડાના એક દહેરાનો અંદરનો ભાગ.

## ૨૯. વિશલદેવ ચહુઆણ સાથે લડાઈ.

**અજમેરનો** રાજા **વિશલદેવ ચહુઆણ** રજપુત રાજાઓમાં એ વખતે મોટો ગણાતો હતો. ઘણા રાજાઓ એની તહેનાતમાં ચાકરી કરતા હતા. **સોમનાથની** મદદે **મહમ્મદ ગીઝની** સામે લડવામાં એણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. **મહમ્મદ ગીઝનીના** મરણ પછી મુસલમાનોને **હિંદુસ્તાનમાંથી** હાંકી કાઢવાને એણે જબરો પ્રયત્ન કર્યો હતો. તમામ રાજાઓને એણે પોતાની મદદે બોલાવ્યા હતા પણ **ભીમ** તેની પાછળ રહી લડવામાં અપમાન સમજી ગયો નહિ. **વિશલદેવે** મુસલમાનો સામે જય મેળવ્યો, અને ત્યાંથી પરવારી પછી તેણે **ગુજરાત** ઉપર સ્વારી કરી. **વિશલદેવનું** લશ્કર મુલકો લૂટતું અને ગામડાં બાળતું ગુજરાતમાં દાખલ થયું. **પાટણની** નજીક તે આવી પહોંચ્યો એટલે **ભીમ** પોતાનું લશ્કર લઈ સામો લડવા આવ્યો. બન્ને સૈન્ય વચ્ચે ભારે યુદ્ધ થયું. જમીન લોહીથી તરબોળ થઈ અને હજારોનાં ધડ ને માથાં જુદાં પડયાં. **ભીમ** પોતાનો ઘોડો કૂદાવી **વિશલદેવના** હાથી ઉપર તલપી આવ્યો. બન્ને યોદ્ધાઓ લોહીથી રંગાઈ ગયા, પણ પછી રાત પડી ને લડાઈ બંધ રહી. ગુર્જર યોદ્ધો ઘવાયો હતો અને તેનું લશ્કર થાકી ગયું હતું, તેથી તેના પ્રધાનોએ એકઠા મળી **વિશલને** સલાહનું કહેણ મોકલ્યું. **વિશલદેવે** જે ઠેકાણે લડાઈ થઈ ત્યાં પોતાના નામનું નગર વસાવવા દેવાની શરતે સલાહ કરી. પછી પુષ્કળ નજરાણો લઈ તે પાછો ગયો અને એક મહીના પછી પાછા આવી ત્યાં તેણે **વિશલનગર**–હાલનું **વિસનગર**–શહેર વસાવ્યું.

## ૩૦. મૂળરાજ કુમાર.

**ભીમદેવને ક્ષેમરાજ, કરણ** ને **મૂળરાજ** ત્રણ કુમાર હતા. તેમાં **મૂળરાજ** ઘોડે બેસવામાં બહુ હોશિયાર અને દયાળુ સ્વભાવનો હતો. એક વખત ગુજરાતમાં વરસાદ પડ્યો નહિ તેથી કશું અનાજ પાક્યું નહિ. આથી કેટલાંક ગામના ખેડુતોએ રાજાની વસુલાત ભરવાની ના પાડી. આ ઉપરથી રાજાનો મહેતો તેમના ઘરનો સરસામાન જપ્ત કરી ખેડુતોને સાથે લઈને દરબારમાં લાવ્યો. ખેડુતોને જ્યાં બેસાડ્યા હતા

ત્યાં તેઓ માંહોમાંહે દુઃખની વાતો કરતા હતા અને આંખમાં આંસુ લાવતા હતા. **મૂળરાજ** કુમાર ફરતો ફરતો ત્યાં આવ્યો. તેણે ખેડુતોને પૂછી તેમની હકીકત જાણી તો તેની આંખમાં પણ પાણી ભરાઈ આવ્યું. પછી ઘેર જઈ પોતાના બાપને બહુ સારી રીતે ઘોડો ખેલાવી બતાવી રાજી કર્યા; અને જ્યારે બાપે કહ્યું કે, 'જે જોઈએ તે માગ,' ત્યારે તેણે કહ્યું કે, 'આ ખેડુતોની જે માલમતા ખુંચી આણી છે તે તેમને પાછી આપી દો અને તેમને છોડી મૂકો. એ બિચારી આપણી રૈયતને શા માટે દુઃખ દો છો?' પુત્રની આવી દયાળુ વૃત્તિ જાણી **ભીમ**ની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં, અને ખેડુતોને તેમની માલમિલ્કત પાછી આપી છોડી મૂકયા. આથી ખેડુતો રાજી થતા થતા કુમારનાં વખાણ કરતા ઘેર ગયા અને કેટલાક તો ત્યાંજ રાજાની નોકરીમાં રહી ગયા. ત્યાર પછી થોડા વખતમાં **મૂળરાજ** મરણ પામ્યો. આથી આખી પ્રજામાં બહુ દીલગીરી ફેલાઈ રહી. બીજે વરસે વરસાદ વધારે થયો અને દેશમાં પુષ્કળ અનાજ પાક્યું ત્યારે ખેડુતો પાછલા વરસની પણ વસુલાત લઈને દરબારમાં ભરવા આવ્યા; પણ પોતાના કુંવરે દાણ માફ કરાવેલી હોવાથી રાજાએ પાછલી લેવાની ના પાડી, પરંતુ ખેડુતોએ કહ્યું કે અમે તો આપ્યા વગર નહિ જઈએ. તે વખતના ખેડુતો પણ કેવા કદરદાન અને રાજ્યભક્ત! છેવટે રાજાએ પંચ મારફતે તેનો નિકાલ કરાવ્યો. તેમાં એવો ઠરાવ થયો કે રાજાએ બધા પૈસા લેવા અને તેનાવડે **મૂળરાજ** કુમારના પુણ્ય અર્થે તેના નામનું ત્રિપુરુષ પ્રાસાદ નામનું દેવાલય બંધાવવું. એ પ્રમાણે તે રકમમાંથી દેવાલય બંધાવી તેના નિભાવને માટે રાજાએ કેટલીક ઉપજ કાઢી આપી.

## ૩૧. કરણરાજ.

રાજા **ભીમ**દેવને ત્રણ રાણીઓ હતી તેમાં ઉદયામતી માનીતી હતી. તેને પેટે કુમાર કરણનો જન્મ થયો હતો. એ કરણ **ભીમ** પછી ગાદીએ બેઠો. ઉદયામતી બહુ ધર્મશીલ હતી તેથી તેના છોકરા કરણનામાં તેના જેવા સારા ગુણો ઉતર્યા હતા. એ રાણીએ **અણહીલવાડ**માં એક મોટી પત્થરની વાવ બંધાવી હતી તે હજુ પણ રાણીની વાવ

કહેવાય છે; તે ખંડેર હાલતમાં છતાં હજુ જોવા લાયક છે. કરણનું રાજ્ય શાંતિમાં પસાર થયું છે. એના વખતમાં કોઈ મોટી લડાઈઓ થઈ નથી, પણ એણે મહેવાસી લૂટારા લોકોને વશ કરી દેશમાં શાંતિ વધારી હતી. એ વખતે ગુજરાતમાં ઝાઝી વસ્તી નહતી; ઘણો ભાગ જંગલવાળો અને ઉજ્જડ હતો. જંગલમાં કોળી, ભીલ વગેરે જબરા લૂટારા રહેતા હતા. ધંધુકામાં ધનમેર નામે કોળી રાજા હતો તેણે ધંધુકા વસાવ્યું હતું. અમદાવાદ પાસે હાલ અસાવળા ગામ છે, ત્યાં પૂર્વે આશાપલ્લી નામે ગામ હતું તેનો માલીક આશો ભીલ હતો તેની પાસે પણ તીરકામઠાં-વાળાની મોટી ફોજ હતી. એ બન્ને લૂટારાના સરદાર હતા અને વસ્તીને ત્રાસ આપતા. કરણે તેમના ઉપર ચઢાઈઓ કરી તેમને હરાવ્યા. આશા ભીલને લડાઈમાં માર્યો અને દેશને નિર્ભય કર્યો. આશાવળ આગળ કરણને સારા શુકન થયા તેથી તેણે ત્યાં કોચરબ માતાનું દહેરૂં અને જયવંતી દેવીનું દહેરૂં બંધાવ્યું, તથા કરણાવતી નામે નગર વસાવી પોતે ત્યાં રહેવાનું કર્યું. કરણાવતી વસાવવાની બાબતમાં કહે છે કે, કરણ રાજા નગર વસાવવાની જગ્યા જોવા નીકળ્યો ત્યારે તેનો જે શિકારી કુતરો હતો તેની પાછળ સસલાં પડ્યાં તેથી કુતરો નદીમાં પડીને નાઠો. રાજાએ સસલાં ઉપર પોતાની તરવાર મારી તે પાણીમાં વાગી અને તેનું પાનું ઓગળી ગયું. તે ઉપરથી ભોમીયાએ કહ્યું કે આ જગ્યાનું પાણી એવું છે કે લોઢું પણ હજમ થઈ જાય, અને જગ્યા એવી બળવાન છે કે સસલાં કુતરાને હંફાવે. આ ઉપરથી કરણે ત્યાં શહેર વસાવ્યું ને તેનું નામ કરણાવતી પાડ્યું. આ ઉપરાંત કરણે કરણસાગર નામે તળાવ બંધાવ્યું છે. કરણસાગરમાં પાણી લેવાને રૂપેણ નદીને તેમાં વાળી લીધી હતી. સોએક વર્ષ ઉપર ભારે રેલ આવી ત્યારે પાણીના જોરથી તે તળાવની પાળો તૂટી ગઈ અને આજે તેનું નામ નિશાન પણ નથી.

## ૩૨. મયણલ્લદેવી.

રાજા કરણ એક વખત સભા ભરીને બેઠો હતો તે વખતે એક પરદેશી ચિતારો દરબારમાં આવ્યો. તેણે રાજાના મોં આગળ અનેક સ્ત્રીપુરુષોની સુંદર છબીઓ મૂકી. તેમાં એક સ્ત્રીની છબી બહુજ સુંદર

હતી તે જોઈને રાજા ઘણો ખુશી થયો અને ચિતારાને પૂછવા લાગ્યો કે આ કયા દેશની રાજકન્યાની છબી છે. ચિતારાએ કહ્યું કે, "દક્ષિણ દેશમાં ચંદ્રપુર નામે નગર છે, ત્યાંના રાજા જયકેશીની એ કન્યા છે. એના રૂપ આગળ દેવકન્યાઓ પણ કંઇ હિસાબમાં નથી. સોનાના જેવો એના શરીરનો રંગ છે અને કમળ જેવી કોમળ એની કાયા છે. ઘણા ઘણા રાજકુમારો એને વરવા આવે છે, પણ એ કોઈને પસંદ કરતી નથી. છેવટે ચિતારાઓ પાસે દેશ દેશના રાજાઓનાં ચિત્ર એની આગળ કાઢી બતાવ્યાં, તેમાં તેણે તમારૂં ચિત્ર જોઈને તમને પસંદ કર્યા છે, અને તમનેજ પરણવાનું પણ લઈને બેઠી છે. તેનાં માતપિતા પણ તમારી સાથે તેનાં લગ્ન કરવાને ખુશી છે; માટે તમે તેનું પાણિ-ગ્રહણ કરો." રાજાએ એ વાત કબુલ કરી તેથી મયણલ્લદેવીને અણહીલપુર લાવવામાં આવી, ત્યાં કરણે ધામધુમથી તેની સાથે લગ્ન કર્યું. આ રાણીએ ગુજરાતને દીપાવનાર સિદ્ધરાજ કુમારને જન્મ આપ્યો હતો.

## ૩૩. સિદ્ધરાજ જયસિંહ.

રાજા કરણ મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજ નાની ઉમ્મરનો હતો. તેથી તે મોટો થતાં સુધી રાજ્યનો સર્વ કારભાર તેની મા મયણલ્લદેવી અથવા મીનલદેવી ચલાવતી. સિદ્ધરાજની પાસે તેના અંગ–રક્ષક તરીકે તેના કાકા ક્ષેમરાજનો દીકરો ત્રિભુવનપાળ રહેતો હતો અને યુદ્ધમાં પણ તે તેની આગળજ રહેતો. રાજા કરણના મરણના સમાચાર સાંભળ્યા ત્યારે એ ક્ષેમરાજ જે સરસ્વતીને કાંઠે તપ કરતો હતો તે શોકને લીધે ચિતા ખડકાવીને બળી મુવો હતો.

કરણના જીવતાં એક દિવસ રમતાં રમતાં સિદ્ધરાજ ગાદી ઉપર ચઢી બેઠો. કરણે જોષીઓને પૂછ્યું કે આ મુહૂર્ત કેવું છે? જોષીઓએ 'આ મુહૂર્તમાં જે રાજા ગાદી ઉપર બેસે તે ચક્રવર્તી થાય એવું ઉત્તમ મુહૂર્ત છે' એમ કહ્યું, તે ઉપરથી કરણે તેજ વખતે સિદ્ધરાજનો રાજ્યા-ભિષેક કર્યો, અને પોતે તપ કરવા સરસ્વતીને કિનારે જઈને રહ્યો. સિદ્ધરાજ જ્યારે ગર્ભમાં હતો ત્યારે તેની મા મીનળદેવીને સમણું આવ્યું કે જાણે તેના મોંમાં સિંહે પ્રવેશ કર્યો. તે ઉપરથી જ્યારે

સિદ્ધરાજનો જન્મ થયો ત્યારે તેનું નામ જયસિંહ પાડ્યું. તેમજ સ્મશાનમાં બાબરા રાક્ષસને જીતીને વશ કર્યો તેથી તેનું નામ સિદ્ધરાજ લોકમાં બોલાવા લાગ્યું.

## ૩૪. સિદ્ધરાજ જયસિંહ. ( ચાલુ )

સિદ્ધરાજ શૂરવીર અને સ્વભાવે ઉદાર તથા માયાળુ હતો, ધર્મ ઉપર એને ઘણી આસ્થા હતી, તેથી ઘણાં નવાણો તથા દેવાલયો એણે બંધાવ્યાં છે. રોજ છુપા વેશે લોક ચર્ચા જોવા તે નીકળતો ને ઘણાનાં દુઃખ ભાગતો. એ વિદ્યાનો શોખી હતો અને પોતાની સભામાં પંડિતોના વાદવિવાદ કરાવતો, તથા વિદ્વાનોને પુષ્કળ ઇનામો આપતો. સિદ્ધરાજ, જયસિંહ નામથી પ્રખ્યાત થએલો હોવાથી એનાં બળ અને પરાક્રમ તેને અનુસરતાં હતાં. એણે વિજયયાત્રા કરીને ઘણા દેશો જીતી તાબે કર્યા હતા. દક્ષિણમાં રામેશ્વર સુધી પગે ચાલીને એણે જાત્રા કરી હતી. એણે પોતાના રાજ્યની હદ ઘણી વધારી હતી. આબુની પેલીપાર ઝાલોદ અને પશ્ચિમમાં કચ્છ સુધી તેના રાજ્યનો વિસ્તાર હતો. સોરઠ અને માળવા તેના તાબામાં હતાં, અને દક્ષિણમાં કોલ્હાપુર સુધી તેની આણ વર્તાતી હતી. કનોજના રાજાઓ સાથે તેને લડાઈ થઇ હતી અને તે વખત ગંગાનદીના જળમાં તેણે પોતાની લોહીથી ખરડાયલી તરવાર ધોઈ હતી તેના રાજ્યની હદમાં તેણે કિલ્લાઓની હાર લગાડી દીધી હતી. અને તે કિલ્લાઓ સાધારણ નહિ પણ ઘણા મજબુત હતા. મોઢેરા, ઝીંઝુવાડા, ચાંપાનેર અને ડભોઇના કિલ્લાઓ ઉપર તેની ધજાઓ ફરકતી હતી. આબુ ઉપર અચલેશ્વરના કિલ્લેદારો તેના તાબામાં હતા. તે શરીરે પાતળો છતાં દેખાવડો ને ઘાટીલો હતો. કાંડા સુધી તેના હાથનાં પ્હોંચાં કાળાં હતાં. સિદ્ધરાજના નામનો સિંહ સંવત્સર ચાલુ થયો હતો તે ૧૫૦ વર્ષ ચાલ્યો હતો. ગુજરાતના રાજાઓમાં સિદ્ધરાજ સિંહ સમાન અને ગુજરાતના શણગારરૂપ હતો.

## ૩૫. મીનળદેવીનો કારભાર.

સિદ્ધરાજ લાયક ઉમ્મરનો થયો ત્યાં સુધી તેની મા મીનળદેવીએ રાજ્યના જુના ત્રણ પ્રધાનોની સલાહથી રાજકારભાર સારી રીતે

ચલાવ્યો હતો. મીનળદેવીએ પોતાના કારભારના સમયમાં વીરમગામનું મીલનસર અથવા માનસર અને ધોળકાનું મલાવ તળાવ એ બે મોટાં તળાવો બંધાવ્યાં હતાં. મલાવ તળાવના સંબંધમાં એમ કહેવાય છે કે જે ઠેકાણે તળાવ બંધાવવાનું હતું તે ઠેકાણે તળાવના પૂર્વ ભાગમાં એક ગુણકાનું ઘર આવેલું હતું. તળાવનો સારો આકાર બનાવવામાં એ ઘર નડતું હતું; તેથી મીનળદેવીએ તે ગુણકા પાસેથી તે માગે એટલી રકમ આપવાની કરીને તે ઘર વેચાતું માગ્યું, પણ ગુણકાએ તે આપવાની ના પાડી બીજા લોકોએ તેને ઘણી સમજાવી, પરંતુ તેણે જણાવ્યું કે તળાવ બંધાવવાથી રાણીની જેટલી નામના થશે તેટલીજ મારી નામના ઘર આપવાની ના પાડવાથી થશે. પછી તેના ઉપર જુલમ ન ગુજારતાં મીનળદેવીએ ખાંચો પાડીને તળાવ બંધાવ્યું અને ગુણકાનું ઘર કાયમ રાખ્યું. આથી મીનળદેવીની કીર્તિ ઉલટી વધી અને તેની વાહવાહ કહેવાવા લાગી. ત્યારથી લોકોમાં કહેવત ચાલુ થઈ છે કે, "ન્યાય જોવો હોય તો ધોળકાનું મલાવ તળાવ જુઓ."

## ૩૬. જુનાગઢનો રાહ ખેંગાર.

જુનાગઢનો રાજા રાહ નવઘણ મહીકાંઠામાં આવેલા ઉમેટના રાજા ઉપર ચઢી આવ્યો હતો, ત્યારે તે રાજા નવઘણને શરણે થયો હતો, અને પોતાની દીકરી પરણાવવાની શરતે તેને સલાહ કરવી પડી હતી; પણ આ વાત કન્યાના ભાઈ હંસરાજ મહીડાને રૂચી નહિ. તેણે કહ્યું કે મારા પિતા ડરી જઈને મારી બહેનને પરણાવે છે પણ હું એક દિવસ નવઘણને મારી નાખીશ. આ વાત નવઘણને કાને આવી ત્યારે તેણે સોગન લીધા કે હંસરાજ મહીડાને મારૂં તોજ હું ખરો. ઉમેટેથી કન્યા પરણી નવઘણ જુનાગઢ જતો હતો ત્યારે રસ્તામાં જસદણ પાસે ભોંયરા ગામ આગળ થઈને જાન જતી હતી. તે વખત ભોંયરાના રાજાએ જાણ્યું કે નવઘણ કન્યા પરણી ઘેર જાય છે. પછી તેણે મસ્કરી કરીને કહ્યું કે, મારા ગામનો કોટ જો પૂરો થયો હોત તો હું એ કન્યા લઈ જવા દેત નહિ. આ વાત જાણી ત્યારે નવઘણે સોગન લીધા કે મારે

એ કોટ તોડી નાખવો તથા રાજાને મારી નાખવો. વળી એક વખત સિદ્ધરાજે નવઘણને પાંચાલની હદમાં હરાવીને દાંતે તરણું લેવડાવવાની ફરજ પાડી હતી તે ઉપરથી નવઘણે પણ લીધું કે મારે પાટણનો દરવાજો તોડી પાડવો. આ વખતે સિદ્ધરાજના ભાટે નવઘણની મશ્કરીની કવિતા બનાવી તે ઉપરથી એ ભાટના ગાલ ફાડી નાખવા એવી નવઘણે પ્રતિજ્ઞા લીધી. આ પ્રમાણે નવઘણે ચાર પ્રતિજ્ઞા લીધી પણ મરતાં સુધી તેનાથી એક પૂરી અમલમાં મૂકાઈ નહિ; તેથી મરતી વખત તેણે પોતાના ચાર છોકરાઓને બોલાવીને કહ્યું કે મારાં આ ચાર કામ કરવાનાં બાકી છે, તે કરવાની કોઈ કબુલત આપો તો મારો જીવ ગતે જાય. ત્રણ છોકરાઓએ એક એક કામ કરવાનું માથે લીધું. પણ સૌથી નાનો છોકરો જે ખેંગાર હતો તેણે એકલાએ એ ચારે કામ કરવાનું વચન આપ્યું અને બાપના હાથમાં પાણી મૂક્યું, એટલે તેને જુનાગઢનું રાજ્ય સોંપીને નવઘણ મરણ પામ્યો. આ ખેંગાર મહા શૂરવીર અને સાહસિક હતો. ગાદીએ બેઠા પછી તુરત તેણે ભોંયરે આવી તેનો કિલ્લો તોડી પાડ્યો તથા તેના રાજાને મારી નાખ્યો, અને ત્યાંથી ઉમેટે જઈ હંસરાજ મહીડાને કતલ કર્યો. પછી જ્યારે સિદ્ધરાજ માળવા ઉપર ચઢાઈ લઈ ગયો હતો ત્યારે તેણે પાટણ ઉપર ચઢી આવી પાટણની પૂર્વ બાજુનો દરવાજો તોડી પાડ્યો અને પાછા જતાં સિદ્ધરાજ સાથે વિવાહ કરેલી રાણક દેવીને હરી જઈને પરણ્યો. તેનાં આ બહાદુરી ભરેલાં કામથી તેની મશ્કરીની કવિતા કરનાર પેલા ભાટે તેનાં બહુ વખાણ કર્યાં ને તેને માટે કવિતાઓ બનાવી તે ઉપરથી ખેંગારે તેને બોલાવી તેના મોંમા એટલાં બધાં હીરા મોતી ભર્યાં કે પાસે બેઠેલા લોકોએ કહ્યું કે, 'અરે એના ગાલ ફાટી ગયા!' ત્યારે ખેંગારે કહ્યું કે, 'ભાટના ગાલ તો એમજ ફડાય, કાંઈ કટારવતી ફડાય નહિ.' આ પ્રમાણે તેના બાપને વચન આપ્યા પ્રમાણે ખેંગારે ચાર કામ પૂરાં કર્યાં.

સિદ્ધરાજ માળવેથી પાછો આવ્યો, ત્યાર પછી તેણે જુનાગઢ ઉપર ચઢાઈ કરી. બાર વરસ સુધી લડાઈ ચાલી પણ ખેંગાર જીતાયો નહિ. છેવટે ખેંગારના ભાણેજોએ દગો કર્યો અને સિદ્ધરાજના લશ્કરને

શહેરમાં જવાનો માર્ગ કરી આપ્યો ત્યારે કિલ્લો લેવાયો; આમ છતાં ખેંગાર બહુ બહાદુરીથી લડ્યો અને લડતાં લડતાં મરાયો તથા તેની રાણી રાણક દેવી તેની પાછળ સતી થઈ.

## ૩૭. રાણક દેવી.

સિંધ દેશના શેરપરા રાજાને ત્યાં એક કન્યા અવતરી. એના જન્માક્ષર જોઈને જોષીઓએ કહ્યું કે એ કન્યાને જે વરશે તેનું રાજ્ય મૂળમાંથી ઉખડી જશે. આ ઉપરથી રાજાએ તે કન્યાને જંગલમાં મૂકી દીધી. તે મજેવડી ગામના એક કુંભારના જોવામાં આવી. તેણે તેને ઘેર લઈ જઈને ઉછેરીને મોટી કરી. એ કન્યા તે રાણક દેવી. એ એવી રૂપાળી હતી કે દુનિયાની કોઈપણ સ્ત્રી તેની આગળ કંઈ હિસાબમાં નહિ. તે પદ્મણીજ ગણાતી. એક વખત સિદ્ધરાજના ભાટો ત્યાં ફરતા ફરતા આવ્યા તેમણે એ કન્યાને જોઈ, અને સિદ્ધરાજ પાસે તેના રૂપનાં વખાણ કર્યાં, તેથી સિદ્ધરાજે તે કન્યાનું માગું કર્યું અને કુંભારે તે કબુલ રાખ્યું. પણ ત્યાર પછી થોડા વખતમાં જુનાગઢનો રાજા રાહ ખેંગાર તે કન્યાને જબરજસ્તીથી પરણીને લઈ ગયો.

આ પછી થોડી મુદતે સિદ્ધરાજને ખબર પડી કે પોતાની સાથે વિવાહ કરેલી કન્યા જુનાગઢનો રાજા ખેંગાર પરણી ગયો. તેથા તે મોટું લશ્કર લઈને જુનાગઢ ઉપર ચઢ્યો ને કિલ્લાને ઘેરો ઘાલ્યો. બાર વરસ સુધી ઘેરો રહ્યો પણ કિલ્લો લેવાયો નહિ. છેવટે ખેંગારના ભાણેજો જેમને મામા સાથે અણબનાવ થયો હતો તેમણે કપટ કરીને દરવાજા ઉઘાડી આપ્યા, તેથી કિલ્લો સર થયો ને ખેંગાર લડતાં મરાયો. રાણક દેવીને જીવતી પકડી લીધી, ને તેને પોતાની સાથે પરણવાનું કહ્યું, પણ તે તેણે માન્યું નહિ, ત્યારે તેના બે છોકરા હતા તેમને સિદ્ધરાજે તેની માના દેખતાં મારી નાખ્યા. જીત કરીને પાછા જતાં તેણે તેને પોતાની સાથે લીધી અને પોતાની રાણી થવાને ઘણું સમજાવી તથા ધાક દેખાડી, પણ તે એકની બે થઈ નહિ. તેણે તો ખેંગારની પાછળ સતી થવાનું જણાવ્યું, તેથી તેને પાછી મોકલવામાં આવી. રસ્તે જતાં વઢવાણ આગળ તે સતી થઈ. મરતી વખત તેણે સિદ્ધરાજને શાપ દીધો કે " તેં મારા છોકરા મારી નાખ્યા છે માટે તને પુત્ર નહિ થાય. "

## ૩૮. સોમનાથનો જાત્રાવેરો માફ કર્યો.

સિદ્ધરાજની મા મીનળદેવી એક વખત શુકલતીર્થની જાત્રાએ ગઈ હતી. ત્યાં પૂજારીઓએ તેને કહ્યું કે અહીં સોમનાથની જાત્રાએ આવનાર માણસો પાસેથી ભાલોદ ગામ આગળ રાજ્ય તરફથી જાત્રાવેરો લેવામાં આવે છે, તેથી ઘણાક ગરીબ જાત્રાળુને જાત્રા કર્યા વગર પાછા જવું પડે છે, માટે એ વેરો માફ થાય તો સારૂં. આથી તે તુરત પાછી પાટણ ગઈ અને સિદ્ધરાજને ત્યાં તેડી લાવી, અને જાત્રાળુઓને પડતી બધી અડચણો તેણે સિદ્ધરાજને બતાવી. પછી કહ્યું કે મારા તરફ જો તને ખરેખરૂં હેત હોય તો તું આ જાત્રાવેરો માફ કરી લોકોને વગર હરકતે જાત્રા કરવા જવા દે. સિદ્ધરાજે એ વેરાથી થતી ઉપજની તપાસ કરાવી તો તે ૭૨ લાખની માલમ પડી. રાજ્યને એટલી મોટી ઉપજ આવતી હતી છતાં સિદ્ધરાજે પોતાની માના વચનની ખાતર તે જગ્યાનો જાત્રાવેરો માફ કર્યો.

## ૩૯. સિદ્ધરાજ અને ગામડીઆ લોક.

સિદ્ધરાજ માળવાની જીત કરીને આવ્યો ત્યાર પછી ઘણીવાર તે માળવે જતો હતો. એમ એક વખત જતાં પોતાનો એક રાજરથ તે સાથે લઈ જતો હતો. એ રથ એટલો મોટો હતો કે ત્યાંના પહાડી રસ્તામાં સાથે લઈ જવાય એમ નહોતું; તેથી રસ્તામાં વારાહી ગામ આવ્યું ત્યાં તેને પડતો મૂક્યો અને ગામના લોકોને બોલાવીને તેમને તે સોંપીને કહ્યું કે, પાછા જતી વખત અમે આ રથ લેતા જઈશું, માટે ત્યાંસુધી તમે એને સાચવી રાખજો. એ રથ કોઈ એક માણસને નહિ પણ આખા ગામને સોંપ્યો હતો; તે મોટો હોવાથી કોઈના ઘરમાં રહે એમ નહોતું. તેમજ બહાર રાખી મૂકે તો વખતે કોઈ ચોરી જાય ત્યારે રાજાને શું જવાબ દઈશું, એમ વિચારી લોકોએ તે રથના કકડા કર્યા અને પછી ઘર દીઠ એક એક કકડો સાચવી રાખવાને વહેંચી લીધો. પછી સિદ્ધરાજ પાછો વળતાં જ્યારે એ રથ લેવા તે

ગામ આવ્યો, ત્યારે લોકોએ તેની આગળ અકબંધ સાચવી રાખેલા રથના કકડા લાવીને રજુ કર્યા. લોકોએ પોતાના ઉમદા રથના આમ ભાંગીને કકડા કર્યા તે જોઈ સિદ્ધરાજને ઘણો ગુસ્સો ચઢ્યો. પણ નિર્દોષ ભાવે મૂર્ખતાથી ગામડાના લોકોએ પોતાનું એ નુકસાન કર્યું છે એમ સમજી " વારાહીના બણુચક " એટલું કહીનેજ તેણે પોતાનો ગુસ્સો શાન્ત કર્યો.

એક પ્રસંગે ઉંઝા ગામના પટેલીઆઓ રાજાને તંબુએ મળવા આવ્યા. તે લોકો તો એક બીજાને ત્યાં જાય ત્યારે ગમે ત્યાં બેસી જાય છે, તેમ રાજાની ગાદીની જોડે પાથરેલી સુંવાળી કીમતી બેઠક ઉપર સિપાઈએ મના કર્યા છતાં ગમે તેમ બેસી ગયા, અને વળી રાજા કચેરીમાં આવ્યો તો પણ ઉઠ્યા નહિ. પછી સિદ્ધરાજે તેમને ઉઠાડતાં સિપાઈને અટકાવ્યો અને જેમ બેઠા હતા તેમ બેસી રહેવા દીધા. સિદ્ધરાજની આ સાદાઈ જોઈ સૌ નવાઈ પામ્યા.

## ૪૦. મદનવર્મા અને સિદ્ધરાજ.

બુંદેલખંડમાં મોહોબકપુર નામનું એક શહેર હતું. ત્યાંનો રાજા મદનવર્મા ઘણો શૂરો તેમ વિલાસી અને મોજીલો હતો. તે ઇંદ્રના જેવા વૈભવ ભોગવતો હતો. તેની સભાનો ઠાઠમાઠ સ્વર્ગના જેવો હતો. સિદ્ધરાજથી પણ તે જીતી શકાયો ન હતો. માળવા સર કરીને સિદ્ધરાજે જંગલમાં એક ઠેકાણે મુકામ કર્યો હતો ત્યાં કોઈ પરદેશી ભાટ આવી ચઢ્યો. તેણે સિદ્ધરાજની સભા જોઈને કહ્યું કે, " ઓ હો ! આ ગુર્જરરાજની સભા પણ મદનવર્માની સભા જેવી વિસ્મય પમાડે તેવી છે !" એ મદનવર્મા સંબંધી હકીકત સિદ્ધરાજે પૂછી ત્યારે ભાટે કહ્યું કે, 'તે મોહોબકપુરનો રાજા છે અને મહા દાનેશ્વરી, ઉદાર, ન્યાયી તથા ભારે વૈભવી છે અને કોઈથી ન જીતાય એવો જબરો યોદ્ધો છે.' આ ઉપરથી સિદ્ધરાજે તપાસ કરવાને પોતાના એક મંત્રીને ત્યાં મોકલ્યો. તેણે છ મહીના સુધી ત્યાં રહી બધી ચર્ચા જોઈ સિદ્ધરાજને આવીને કહ્યું કે ભાટે કહેલી બધી વાત ખરી છે. તેથી સિદ્ધરાજે તેના ઉપર ચઢાઈ કરી. મોહોબકપુરથી થોડેક દૂર સિદ્ધરાજનો મુકામ પડ્યો.

મદનવર્માને તે વાતના સમાચાર મળ્યા ત્યારે તેણે સિદ્ધરાજને કહેવડાવ્યું કે, 'હે કબાડી રાજા ? જો તું દ્રવ્યના લોભથી આવ્યો હોય તો મારા ખજાનામાંથી જોઈએ એટલો પૈસો લઈ જા; અને જો જમીન કે ગામ જોઈતું હોય તો મારૂં લશ્કર લડવાને તૈયાર છે.' પણ સિદ્ધરાજે તેને પોતાને મળવાની ઈચ્છા દેખાડી, તેથી મદનવર્મા ઘણા માન સાથે ભારે સામૈયું કરીને સિદ્ધરાજને પોતાના દરબારમાં તેડી ગયો. તેણે સિદ્ધરાજની એવી સારી મેમાનગીરી કરી અને પોતાના વૈભવો દેખાડ્યા કે તે જોઈને સિદ્ધરાજ તો અંજાઈ ગયો. સોનાના સિક્કાનો એક મોટો ઢગલો કરી તેનાપર ગાદી પથરાવી તે ઉપર સિદ્ધરાજને બેસાડ્યો અને તે બધું તેને અર્પણ કરી દીધું. સિદ્ધરાજે પોતાને કબાડી કેમ કહ્યો એ બાબત તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, 'આખો જન્મારો મુસાફરની માફક રખડ્યા કરવું અને લડાઈઓ લડવામાં આયુષ્ય ગુમાવવું, પણ જીંદગીની કશી મઝા લેવી નહિ એતે કબાડીનો ધંધો નહિ તો બીજું શું ?' સિદ્ધરાજે આ વાત ખરી માની અને તેને પોતાનો મિત્ર ગણ્યો.

## ૪૧. જસમા ઓડણ.

સિદ્ધરાજે પાટણમાં એક મોટું તળાવ બંધાવ્યું હતું. એ તળાવની પાળે ફરતી મહાદેવની હજાર ડેરીઓ હતી, તેથી એનું નામ સહસ્રલિંગ તળાવ પાડ્યું હતું. એમાં એક મુખ્ય દેવાલય હતું તેના ઘંટને સાંકળ બાંધી બધી ડેરીઓના ઘંટ સાથે તેનો સંબંધ જોડ્યો હતો, તેથી જ્યારે મુખ્ય ડેરાનો ઘંટ વગાડવામાં આવતો ત્યારે બધી ડેરીઓમાં સાથે ઘંટ વાગતા. એ દેવળોમાં પૂજા કરવાને સેંકડો બ્રાહ્મણોની યોજના કરી હતી. સાગરની માફક એ તળાવનું પાણી ભરેલું રહેતું અને રાજા તેમાં હવા ખાવા જતો. એ તળાવ ખોદાતું હતું ત્યારે તે ખોદવાને માટે માળવેથી ઘણા ઓડ બોલાવ્યા હતા. તેમાં જસમા નામે એક ઓડણ તેના ધણી સાથે આવી હતી. એ બહુ રૂપાળી હતી તેથી તેને પરણવાની રાજાને ઈચ્છા થઈ. રાજાએ તેને પોતાની સ્ત્રી કરીને પટરાણી બનાવવાનું કહ્યું પણ તે વાત તેણે કબુલ કરી નહિ. રાજા રોજ તળાવ ઉપર આવીને બેસતો અને જસમાની સાથે વાતચીત કરતો; તેને તે ઘણી લાલચો આપતો,

પણ જસમા સતી–પતિવ્રતા–હતી તેથી તે રાજાનું કહ્યું માનતી નહિ, અને ઉલટું રાજાને શિખામણના બોલ કહેતી. જ્યારે તેણે કશી વાત ધ્યાન પર ન લીધી ત્યારે રાજાએ બળાત્કાર કરીને તેને કબજે લેવાનો વિચાર કર્યો. જસમાને એ વાતની ખબર પડી, એટલે રાતો રાત બધા ઓડો ત્યાંથી નાશવા તરફ નાઠા. સિદ્ધરાજ તેમની પાછળ પડ્યા અને ઓડોને પકડી પાડ્યા. ઓડો સામા થયા, લડ્યા અને કપાઈ મુવા. જસમા પણ સતી થઈ અને સિદ્ધરાજના હાથમાં આવી નહિ. મરતાં મરતાં તેણે સિદ્ધરાજને શાપ દીધો કે "જા તારા તળાવમાં પાણી રહેશે નહિ."

## ૪૨. જગદેવ પરમાર.

ધારાનગરીના રાજા ઉદયાદિત્યને બે રાણીઓ હતી–વાઘેલી અને સોલંકી: વાઘેલી માનીતી હતી અને સોલંકીણી અણમાનીતી હતી. બન્નેને એક એક છોકરો થયો હતો. માનીતીના છોકરાનું નામ રણધવળ ને અણમાનીતીના છોકરાનું નામ જગદેવ. જગદેવ બહુ બહાદુર, શૂરો અને પરાક્રમી હતો; દેશ દેશાવર તેની કીર્તિ ગાજી રહી હતી; અને રણધવળમાં કશો માલ ન હતો; છતાં રણધવળને રાજાએ રાજ્યનો માલીક ઠરાવ્યો હતો અને તેથી તે સર્વ પ્રકારના વૈભવ ભોગવતો હતો. જગદેવની માને એક નાનું સરખું ગામ જીવાઈમાં આપ્યું હતું તેથી માદીકરાને ખાવાને પુરતું અન્ન કે પહેરવાને પુરતાં લુગડાં પણ નહોતાં મળતાં. એક દિવસ રાજાએ જગદેવને કચેરીમાં મળવા બોલાવ્યો ત્યારે તેનાં જાડા તથા મેલાં લુગડાં જોઈને રાજાને ઘણી લાગણી થઈ આવી. આ ઉપરથી રાજાએ તેને ખજાનામાંથી કીમતી લુગડાં તથા દાગીના કાઢી આપ્યાં અને હાથ ખરચીને માટે એક હજાર રૂપીઆની થેલી આપી તથા બેસવાને ઘોડો આપ્યો. આ વાત તેની ઓરમાન માને ગમી નહિ. એક વખત રાજા બહાર ગામ ગયો હતો તે વખત ગૌડ દેશના રાજાએ જગદેવની સાથે વિવાહ કરવા પોતાની કન્યાનું માગું મોકલ્યું, પણ માનીતી રાણીએ ખટપટ કરી પોતાના છોકરા રણધવળ સાથે તેના વિવાહ કરાવ્યા. ગૌડ રાજાના આગ્રહથી

જગદેવને જાનમાં લેવો પડ્યો. રસ્તામાં ટુકટોડા ગામ આવ્યું તેના ચાવડા રાજા બીજે પોતાની કુંવરી વીરમતી જગદેવ સાથે પરણાવી. એ મહા સતી અને શૂરવીર રજપુતાણી હતી. રણધવળને પરણાવી જાન પાછી આવી ત્યાર પછી જગદેવ બાપથી રીસાઈને કોઈ રાજા રજવાડામાં નોકરી રહેવા નીકળી પડ્યો. રસ્તે આવતાં સાસરેથી પોતાની સ્ત્રી વીરમતીને જોડે લીધી. તે વખતે પાટણમાં પરાક્રમી રાજા સિદ્ધરાજ રાજ્ય કરતો હતો, તેથી તેઓ પાટણ તરફ વળ્યાં. રસ્તામાં જંગલમાં વાઘ અને વાઘણ મળ્યાં. વાઘને જગદેવે માર્યો, પણ વાઘણનું નિશાન છટકી ગયું તેથી તે વિકરાળ થઈને ઉપર ધસી આવી, તેને વીરમતીએ એક ઝટકે પૂરી કરી.

## ૪૩. જગદેવ પરમાર (ચાલુ)

પાટણ આવ્યા પછી રાજા સિદ્ધરાજે જગદેવની બહાદુરી વગેરે ગુણોને લીધે તેને રોજનો ૧૦૦૦ રૂપીઆ પગર કરી આપી પોતાનો અંગરક્ષક નીમ્યો.

એક દિવસ મધ્ય રાત્રે રાજા સિદ્ધરાજ પોતાના મહેલમાં સૂતો હતો ત્યાં ગામ બહાર સ્મશાન તરફથી કોઈ રડતું હોય અને વળી હસતું હોય એવો અવાજ તેને સંભળાયો. આ અવાજ શેનો આવે છે તે જાણવાની તેને ઇચ્છા થઈ, તેથી તેણે નીચે પહેરાવાળાને બૂમ પાડી. પહેરા ઉપર જગદેવ ખડેપગે ઉભેલો હતો તે આવીને હાજર થયો. રાજાએ તેને તપાસ કરવા મોકલ્યો. એ તપસ ખરી કરે છે કે ખોટી તે જાણવાને સિદ્ધરાજ પણ તેની પાછળ પાછળ છૂપા વેશે ગયો. સ્મશાનમાં જઈને તેણે જોયું તો કેટલીક સ્ત્રીઓ રડતી હતી, અને કેટલીક હસતી હતી. જે રડતી હતી તેમને જગદેવે રડવાનું કારણ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે, "અમે આ ગામની જોગણીઓ છીએ, આવતી કાલે સવા પહોર દહાડો ચઢતાં સિદ્ધરાજનું મૃત્યુ થવાનું છે, અને એના જેવો પ્રતાપી રાજા બીજો કોઈ નથી માટે અમે રડીએ છીએ." પછી હસનારી સ્ત્રીઓને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે, "અમે દિલ્હીની ઇષ્ટ દેવીઓ છીએ, વિમાન લઈને સિદ્ધરાજને લેવા

આવીઓ છીએ, તેથી રાજી થઈએ છીએ." જગદેવે પૂછ્યું કે સિદ્ધરાજને બચવાનો કંઈ ઉપાય ! ત્યારે દેવીઓએ કહ્યું કે, 'રાજાની બરોબરીનો કોઈ સરદાર પોતાનો ભોગ આપે તો રાજાને ૧૨ વરસનું આયુષ્ય મળે.' જગદેવે કહ્યું કે હું મારો ભોગ આપું તો કેમ? ત્યારે દેવીઓએ હા કહી. પછી ઘેર પાછા આવીને પોતાની સ્ત્રીને જગદેવે વાત કરી ત્યારે તે બોલી કે પોતાના અન્નદાતાને માટે પ્રાણ આપવા એતો ઘણા આનંદની વાત. રાજાનું આયુષ્ય જો વધતું હોય તો આપણ બધાના ભોગ આપીએ. તે વખત જગદેવને બે કુંવર મોટા થએલા હતા તેમણે પણ પોતાનાં માથાં આપવા આગ્રહ કર્યો, તેથી બે કુંવર, વીરમતી અને જગદેવ બધાં સ્મશાનમાં ગયાં. જગદેવે દેવીઓને પૂછ્યું કે અમે ચારે જણ ભોગ આપીએ તો રાજાને કેટલા વર્ષનું આયુષ્ય મળે? દેવીઓએ જણાવ્યું કે ૪૮ વર્ષનું. પછી જગદેવે પહેલાં પોતાના મોટા છોકરાનું માથું તરવારથી ઉડાવી દઈને દેવીઓને ભોગ આપ્યો; એટલે દેવીઓ પ્રસન્ન થઈને બોલી કે, "બસ જગદેવ, તારી સ્વામી ભક્તિને ધન્ય છે. અમે તારી પરીક્ષા જોવા આવીઓ હતી, તારૂં ધૈર્ય જોઈને અમે રાજાને ૪૮ વર્ષનું આયુષ્ય આપીએ છીએ." વળી જગદેવના કુંવરને દેવીઓએ જીવતો કરી આપ્યો, અને પછી બધાંને લઈને જગદેવ ઘેર ગયો ને દેવીઓ અલોપ થઈ ગઈ. રાજા આ બધું જોયા કરતો હતો. રાજાએ જે બીજા સામંતોને પણ જોવા મોકલ્યા હતા, તેમને બીજે દિવસે દરબારમાં પૂછ્યું ત્યારે તેમણે ખોટાં ખોટાં ગપ્પાં માર્યાં. જગદેવને પૂછ્યું ત્યારે તેણે પોતાની બનેલી વાત કહી નહિ, પણ બીજા સામંતોનું માન સાચવવા કહ્યું કે એઓ કહે છે તેમજ હશે; પણ રાજા બધી વાત જાણતો હતો, તેથી તે ઉઠીને જગદેવને ભેટ્યો ને તેને પોતાની સાથે ગાદી ઉપર બેસાડ્યો; અને સામંતોને બનેલી વાત કહી ને કહ્યું કે એના પ્રતાપેજ હું ૪૮ વર્ષ સુધી જીવતો રહેવા પામ્યો છું. પછી સિદ્ધરાજે પોતાની દીકરીને જગદેવ સાથે પરણાવી, ને તેને મોટી જાગીરો આપી.

વખત જતાં જગદેવની ખ્યાતિ ઘણી વધી તેથી સિદ્ધરાજને તેની ઈર્ષા થવા લાગી. જગદેવે જાણ્યું કે સિદ્ધરાજ માળવા ઉપર ચઢાઈ

કરશે; અને તે વખતે હું તેનો નોકર હોવાથી મારાથી તેની સાથે લડાશે નહિ; તેથી તે સિદ્ધરાજની નોકરી છોડીને પોતાને દેશ ચાલ્યો ગયો. તેના પિતા રાજા ઉદયાદિત્યે તેનાં પ્રરાક્રમોથી પ્રસન્ન થઈ તેને ગાદી ઉપર બેસાડયો.

## ૪૪. દંડપતિ સજ્જન.

વનરાજનો પ્રધાન ચાંપો નામે વાણીઓ હતો, તેના વંશનો સજ્જન નામે પુરૂષ સિદ્ધરાજના દરબારમાં દંડપતિના હોદ્દા ઉપર હતો. તેને સિદ્ધરાજે સોરઠ જીત્યા પછી સોરઠનો સુબેદાર બનાવ્યો હતો. એ સજ્જને સોરઠની ત્રણ વર્ષની ત્રણ કરોડ રૂપીઆ ઉપજ આવી તે ગીરનાર ઉપર નેમિનાથનું સુંદર અને ભવ્ય દેવાલય બંધાવવામાં સિદ્ધરાજને પૂછયા વિનાજ ખરચી નાખી. ત્રણ વર્ષ પછી જ્યારે સિદ્ધરાજ સોરઠ ગયો તે વખતે એ સજ્જન તો ગુજરી ગએલો હતો અને તેની જગ્યાએ તેનો પુત્ર પરશુરામ કામ કરતો હતો. તેને વિચાર થયો કે, મારા બાપે રાજ્યની ત્રણ વર્ષની ઉપજ તો આ દેવળ બંધાવવામાં ખરચી નાખી છે, તેથી રાજા હિસાબ માગશે ત્યરે શું જવાબ દઈશ ! આ પરથી આસપાસનાં ગામોના શેઠીઆઓને તેણે વાત કરી ત્યારે તેમણે કહ્યું કે, રાજા પૈસા માગશે તો અમે આપીશું. પછી જ્યારે રાજાએ ત્રણ વર્ષનો હિસાબ માગ્યો ત્યારે તેણે તેને ગીરનાર ઉપર લઈ જઈ તે ભવ્ય દેવાલય બતાવીને કહ્યું કે, "મારા બાપે એ ઉપજ આવું સુંદર અને ભવ્ય દેવાલય આપના નામથી બંધાવવામાં ખરચી આપની કીર્તિ ચોતરફ ફેલાવી છે; તેની કિંમત એ ઉપજ કરતાં વધારે છે. હવે આપને એ દેવાલય બંધાવવાનું પુણ્ય જોઈએ છીએ કે પૈસા જોઈએ છે? જો પૈસા જોઈતા હોય તો લાવી આપું." રાજા દેવાલય જોઈને બહુ ખુશ થઈ ગયો, તેથી તેણે કહ્યું કે "મારે પૈસા નથી જોઈતા, પુણ્ય જોઈએ છે." એમ કહીને તેનું કરેલું કામ બહાલ રાખી પરશુરામને, તેના પ્રમાણિકપણાથી રાજી થઈ, તેજ જગ્યા ઉપર કાયમ રાખી, સિદ્ધરાજ પાછો પાટણ આવ્યો.

## ૪૫. રૂદ્રમાળનો જીર્ણોદ્ધાર.

સિદ્ધપુરમાં મૂળરાજે બંધાવેલા રૂદ્રમાળનો ઘણો ભાગ પડી ગયો હતો, તેથી સોમનાથની જાત્રાએ જઈ આવ્યા પછી સિદ્ધપુર આવીને સિદ્ધરાજે એ દેવાલયને સમરાવીને પાછું નવા જેવું બનાવ્યું; વળી તેમાં બીજી પણ કેટલીક મૂર્તિઓ પધરાવી દેવની સામે પોતાની પણ બે હાથ જોડીને પ્રાર્થના કરતી હોય એવી મૂર્ત્તિ કરાવીને બેસાડી. મહંમદ ગીઝનીએ સોમનાથનું દહેરૂં તોડયું હતું, તેથી આની પણ કોઈ દિવસ તેવી દશા થાય, એવા ડરથી દેવાલયમાં તેણે એક લેખ કોતરાવ્યો. તેમાં ચઢી આવનાર રાજાને વિનંતી રૂપે લખ્યું કે, "કદાપિ જો દેશનો નાશ કરવામાં આવે તોપણ આ દેવળનો નાશ કરવો નહિ." ત્યાર પછી તેણે રૂદ્રમાળના ભવ્ય દેવાલય ઉપર મહાદેવની ધ્વજા ચઢાવવાનો મહોત્સવ કર્યો અને જૈનોનાં દહેરાં ઉપર પણ ધ્વજાઓ ચઢાવવાની પરવાનગી આપી.

સિદ્ધપુરનું મૂળ નામ શ્રીસ્થળ હતું; પણ આ પ્રમાણે પોતાના રાજાએ તેની શોભામાં વૃધ્ધિ કરી તેથી તેની યાદગીરી કાયમ રાખવાને લોકોએ તે દિવસથી તેનું નામ, સિદ્ધરાજના નામ ઉપરથી, સિદ્ધપુર પાડયું.

## ૪૬. કુમારપાળ.

સિદ્ધરાજને પુત્ર નહોતો તેથી તેના પછી ગુજરાતની ગાદી તેના પિતરાઈ કુમારપાળને મળી. કુમારપાળની મા હલકા કુળની હતી તેથી પોતાના પછી કુમારપાળ ગાદીપર બેસે એ વાત સિદ્ધરાજને ગમતી નહોતી. એટલા માટે તેણે કુમારપાળને મારી નાંખવાની તજ-કરી. પરંતુ કુમારપાળને તે વાતની ખબર પડી જવાથી તે છાનોમાનો નાશી છૂટયો, અને સાધુનો વેશ લઈને ફરતો ફર્યો. કેટલેક દિવસે તે પાટણ પાછો આવ્યો ને આદિનાથના અપાસરામાં ઉતર્યો. એ દિવસે સિદ્ધરાજના બાપ કરણરાજનું શ્રાદ્ધ હતું તેથી સિદ્ધરાજ બધા સાધુ-ઓને બોલાવી તેમના પગ પખાળી તેમની સેવા કરતો હતો. બધા સાધુઓ ભેગો કુમારપાળ પણ ત્યાં ગયો. તેના પગ પખાળતાં

સિદ્ધરાજને બહુ કોમળ જણાયા, તથા ઉર્ધ્વરેખા વગેરે રાજચિહ્ન તેના પગના તળીઆમાં માલમ પડયાં; તે પરથી સિદ્ધરાજને વહેમ પડ્યો કે, આ કોઈ સાધુ નથી પણ રાજપુરુષ છે, ને તેથી તેના સામું જોઈ રહ્યો. આ ઉપરથી કુમારપાળ ચેતી ગયો કે સિદ્ધરાજે મને ઓળખ્યો, અને તેથી તે લાગ જોઈ ને છાનો માનો પોતાના બાપને ગામ દેથળી નાશી ગયો. એ ગામ કરણ રાજાએ તેના દાદા દેવપ્રસાદને ઇનામમાં આપ્યું હતું. સિદ્ધરાજને વહેમ આવેલો કે એ કુમારપાળજ હશે, તેથી તેને પકડી લાવવાને તેની પાછળ તેણે માણસો છોડ્યાં, અને તેઓ ગામમાં આવીને તેને પકડી પાડત; પણ એક કુંભારે વાસણ પકવવાના નિભામાં તેને સંતાડી દીધો. ત્યાંથી પછી તે લાગ જોઈને નાઠો. તે રસ્તામાં પકડાઈ જાત પણ એક ખેડુતે ખેતરને વાડ કરવાના કાંટાના ઢગલામાં તેને સંતાડી દીધો તેથી બચી ગયો. તેને પકડવા આવનાર માણસો પગલાં જોતાં તે ખેતરમાં આવ્યા પણ કોઈ જણાયું નહિ. કાંટાનો ઢગલો પણ તેમણે ભાલા ખોસી તપાસી જોયો છતાં કંઈ પત્તો લાગ્યો નહિ, તેથી પકડનારા ચાલ્યા ગયા, એટલે કુમારપાળ ત્યાંથી નાઠો. આગળ જતાં એક ઝાડની છાયા નીચે થાક ખાવા બેઠો; ત્યાં એક ઉંદર દરમાંથી સોના મહોરો એક પછી એક કહાડીને બહાર મૂકતો તેના જોવામાં આવ્યો. તે ઉંદર મહોરો કાઢી રહ્યો એટલે કુમારપાળે તે બધી એકદમ જઈને લઈ લીધી. આમ ચમત્કારિક રીતે તેને વાટ ખરચી સારૂં દ્રવ્ય મળ્યું તેથી તેણે શુકન થયા એમ જાણ્યું. પછી ત્યાંથી આગળ ચાલતાં એક શ્રીમંત વાણીઆની સ્ત્રી પોતાને સાસરેથી પિયેર જતી હતી તેની સાથે કેટલાંક માણસ તથા ગાડી ઘોડાં હતાં. તે બધાં રસ્તાની એક બાજુએ બપોર ગાળવા અને ખાવાનું ખાવા બેઠાં હતાં. તેમની પાસે જઈ કુમારપાળે પોતે ત્રણ દિવસનો ભૂખ્યો હોવાથી ખાવાનું માગ્યું. એ કોઈ સારૂં માણસ છે એમ જાણી તે લોકોએ પોતાની પાસે બેસાડી તેને ખવડાવ્યું. એ બાઈનો ઉપકાર માની કુમારપાળ આગળ ચાલ્યો તે કેટલેક દિવસે રખડતો રખડતો ખંભાત આવી પહોંચ્યો. ત્યાં ઉદયન મંત્રીને ત્યાં ખાવા સારૂં તે ગયો, પણ મંત્રી તે વખતે

અપાસરામાં ગયા હતા તેથી કુમારપાળ પણ ત્યાં ગયો. અપાસરામાં હેમાચાર્ય અને ઉદયન સાથે બેઠા હતા. હેમાચાર્યે કુમારપાળને જોઈને કહ્યું કે, " આવો ગુજરાત દેશના ભવિષ્યના મહારાજા. " કુમારપાળ આ વખતે ભીખારી જેવો હતો તેથી તેને હેમાચાર્યનું આ ભવિષ્ય સત્ય લાગ્યું નહિ; પરંતુ હેમાચાર્યે એ વાતની ખાત્રી આપી ત્યારે કુમારપાળે વચન આપ્યું કે મને ગુજરાતનું રાજ્ય મળશે તો હું જૈન ધર્મ પાળીશ.

કુમારપાળ ખંભાતમાં હતો તે વખતે સિદ્ધરાજના માણસો તેને શોધતા શોધતા આવેલા, પણ હેમાચાર્યે તેને ભોંયરામાં સંતાડી દીધો અને ઉપર ખજુરીનાં પાંદડાં ઢાંકી દીધાં તેથી બધો અપાસરો શોધી વળ્યા છતાં કંઈ માલમ ન પડવાથી તે માણસો પાછાં ગયાં. પછી ઉદયન મંત્રીએ માણસો તથા પૈસા ટકાની કેટલીક મદદ આપી તે લઈને કુમારપાળ ઉજ્જન ગયો, અને ત્યાંથી પછી દક્ષિણમાં ગયો. ત્યાં એને સિદ્ધરાજના મરણના સમાચાર મળ્યા એટલે તે ઝટ પાટણ આવ્યો, અને પોતાના બનેવી કૃષ્ણદેવની મદદથી ગાદી પર બેઠો. એ રીતે રખડી રવડીને ઘણું દુઃખ વેઠવા છતાં છેવટે તે ગુજરાતના રાજ્યનો માલિક થયો. રાજ્ય મળ્યા પછી, સંકટના સમયમાં જેણે જેણે એના ઉપર ઉપકાર કરેલા તે બધાંને સંભારી સંભારીને તે સૌના ઉપકારનો બદલો વાળવાને તે ચૂક્યો નહોતો એવો તે ગુણી અને કૃતજ્ઞ હતો.

## ૪૭. કુમારપાળને રાજ્ય પ્રાપ્તિ.

સિદ્ધરાજના મરણ પછી ગાદી ઉપર બેસાડવાને દરબારીઓએ ત્રણ કુંવરોને તૈયાર કર્યા હતા. તેમાંના પહેલાને વેશ ઉપરથીજ દરબારીઓએ પસંદ કર્યો નહિ. પછી બીજાને બધાએ પૂછ્યું કે, તમે શી રીતે રાજ્ય ચલાવશો ? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે જેમ તમે કહેશો તેમ ચલાવીશ. આ ઉપરથી દરબારીઓને લાગ્યું કે એનામાં કંઈ પાણી નથી; એવો રાજા ગુજરાતની ગાદીને શું શોભાવે ? તેથી

તેને પણ નાપસંદ કર્યો. ત્યાર પછી કુમારપાળનો વારો આવ્યો. કુમારપાળને પણ બધાએ મળીને એજ સવાલ પૂછ્યો કે, તમે શી રીતે રાજ્ય ચલાવશો ? આ સાંભળતાંજ કુમારપાળની આંખો ચમકી ઉઠી, ને એકદમ ઘુંટણ ઉપર ઉભો થઈ ગયો, અને તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી બોલી ઉઠ્યો કે, " આ રીતે રાજ્ય ચલાવીશ. " આથી બધા દરબારીઓ રાજી થઈ ગયા અને 'ધન્ય છે ધન્ય છે', કહેવા લાગ્યા. પછી તેને પસંદ કરી સંવત ૧૧૯૯માં ગાદી પર બેસાડ્યો.

કુમારપાળ ૫૦ વર્ષની મોટી ઉમ્મરનો થઈને ગાદીએ બેઠો હતો, અને પરદેશમાં રખડવાથી તેને ઘણો અનુભવ મળ્યો હતો, તેથી તે પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવતો હતો. આથી એના કેટલાક ઘરડા સરદારો નારાજ થયા ને તેમણે તેને મારી નાખવાનો પ્રપંચ રચ્યો; પરંતુ કુમારપાળને તે વાતની ખબર પડી ગઈ તેથી તે બચી ગયો અને જે સરદારો એની સત્તાની સામે થયા હતા તે બધાને એણે મારી નાખ્યા. એનો બનેવી કૃષ્ણદેવ એને હલકા કુળનો ગણી એનું હમેશાં અપમાન કર્યા કરતો હતો. કુમારપાળે એને બેચાર વખત સમજાવ્યો, પણ તેના માન્યામાં કંઈ આવ્યું નહિ, તેથી છેવટે તેને પણ મારી નાખ્યો. આ બનાવથી રાજ્યમાં એની ધાક સારી બેસી ગઈ. પછી કોઈ એનું નામ લઈ શકતું નહિ.

## ૪૮. મલ્લિકાર્જુન સાથે લડાઈ.

એક વખત કુમારપાળ દરબાર ભરીને બેઠો હતો તે વખતે દક્ષિણના કેટલાક ભાટ લોકો આવ્યા હતા. તે કોંકણના રાજા મલ્લિકાર્જુનની સ્તુતિ ગાવા લાગ્યા. તેમાં તેમણે તેને 'રાજપિતામહ' એટલે રાજાઓનો દાદો કહીને વખાણ્યો. આથી કુમારપાળને ઘણો ગુસ્સો ચઢ્યો અને તેના ઉપર ચઢાઈ કરી તેને હલકો પાડવાનો વિચાર કર્યો. એ ચઢાઈ લઈ જવાનું બીડું ઉદયન મંત્રીના પુત્ર આમ્રભટ્ટે ઝડપી લીધું. રાજાએ તેને જોઈતું લશ્કર આપ્યું તે લઈને તે કોંકણ ગયો; પણ ત્યાં તેની હાર થઈ તેથી તે નિરાશ થઈને પાછો આવ્યો અને પાટણને

પાદરે આવી પોતાની હારથી થએલી દીલગીરી દેખાડવા કાળા તંબુ ઠોકાવી મુકામ નાખી પડ્યો તથા પોતે કાળો પોશાક પહેર્યો. આ વાતની કુમારપાળને ખબર થઈ એટલે તેણે તેને બોલાવી આશ્વાસન આપ્યું અને ફરીથી બીજું તાજું લશ્કર લઈને પાછો મોકલ્યો. આ વખતે તે કોંકણનું રાજ્ય જીતીને ત્યાંથી ઘણી લૂટ તથા મલ્લિકાર્જુનને મારી તેનું મથું લઈ પાટણ આવ્યો અને કુમારપાળને તે બધું અર્પણ કર્યું. આથી કુમારપાળે રાજી થઈને મલ્લિકાર્જુનનો 'રાજપિતામહ' નો ઇલ્કાબ તેને આપ્યો.

## ૪૯. કુમારપાળની બીજી લડાઈઓ.

સોરઠનો રાજા સમરરાય સ્વતંત્રપણે વર્તતો હતો તેથી તેને સજા કરવાને કુમારપાળે ઉદયન મંત્રીને લશ્કર આપીને મોકલ્યો. તેણે ત્યાં જઈ સમરરાયને હરાવીને માર્યો, પણ એ લડાઈમાં તે ઘાયલ થયો અને પાછા આવતાં રસ્તામાં મરણ પામ્યો. એણે કેટલાંક ધર્મકાર્યો કરાવવાનાં ધાર્યાં હતાં તે તેના પુત્રોએ પૂરાં કરાવ્યાં. કુમારપાળ સોમનાથની જાત્રાએ જવાને તૈયાર થયો હતો, તે વખતે તેને ખબર પડી કે ચેદી દેશનો રાજા ગુજરાત ઉપર ચઢી આવે છે. આથી તેણે જવાનું બંધ રાખ્યું અને તેની તપાસ કરવાને સેવકો મોકલ્યા. તેઓ ખબર લઈ આવ્યા કે એ રાજા હાથી ઉપર બેસીને જંગલમાં થઈને આવતો હતો, તેવામાં તેને ઉંઘનું ઝોકું આવ્યું તેથી તેના ગળાનો કંઠો ઝાડની ડાળીમાં ભરાયો, પણ તેની તેને ખબર પડી નહિ, ને હાથી ચાલી ગયો. આમ થવાથી તે ઝાડે લટકી રહ્યો અને ગળે ટુંપો આવવાથી મરણ પામ્યો, એટલે તેનું લશ્કર પાછું જતું રહ્યું. આ ખબરથી કુમારપાળને નિરાંત થઈ અને આનંદ પામી તે જાત્રા કરવા ગયો.

સપાદલક્ષ અથવા સાંભર ( શાકંભરી ) ના રાજા પાસેથી કુમારપાળે દેવસેવા વખતે ઓઢવાનું રેશમી વસ્ત્ર મંગાવ્યું હતું તે તેણે મોકલ્યું નહિ, તેથી ઉદયનના ત્રીજા પુત્ર ચાહડને લશ્કર લઈ તેને સજા કરવા મોકલ્યો. તે સાંભર ગયો તે દિવસે ગામમાં ૭૦૦ કન્યાઓનાં લગ્ન

થતાં હતાં, તેમાં હરકત ન આવે માટે તેણે રાત્રે ગામને ઘેરો ઘાલ્યો, અને પછી બીજે દિવસે સવારે લડાઈ કરી રાજાને મારી તેનો ખજાનો લૂટી લીધો. પછી વસ્ત્રના બદલામાં તે ગામમાંથી ૭૦૦ વણકરો લાવી પાટણમાં વસાવ્યા અને નવાં વસ્ત્રો તૈયાર કરાવ્યાં. આ ચાહડ બહુ દાનેશ્વરી હોવાથી તેણે માગણોને પુષ્કળ ધન આપી દીધું હતું, તેથી કુમારપાલે તેને ઠપકો આપ્યો; અને તેના શૌર્યના બદલામાં તેને "રાજ ઘરટ્ટ" એટલે રાજાઓને દળી નાખનાર એવો ઇલ્કાબ આપ્યો.

## ૫૦. હેમાચાર્ય.

ધંધુકામાં ચાચિંગ નામે એક વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પાહિણી દેવી હતું. તેને એક છોકરો થયો, તેનું નામ ચંગદેવ પાડ્યું. દેવચંદ્રસુરી નામે એક જૈન સાધુ તે ગામમાં આવ્યા હશે, ત્યારે બીજી સ્ત્રીઓની સાથે પાહિણી દેવી પણ સાધુનાં દર્શન કરવા ગઈ. તે વખતે ચંગદેવ રમતાં રમતાં દેવ ચંદ્રનીગાદી ઉપર ચઢી બેઠા. તેની ચાલાકી અને તેના કપાળનું તેજ જોઈને દેવચંદ્રને લાગ્યું કે આ છોકરો કોઈ નામાંકિત પુરુષ થશે, તેથી તેની મા પાસેથી પોતાનો શિષ્ય બનાવવાને તે છોકરો માગ્યો. માએ પ્રથમ તો ના કહી પણ પછી બીજા લોકોના સમજાવવાથી તેણે તે છોકરો સાધુને આપી દીધો. તેને લઈને તે સાધુ કર્ણાવતી ચાલ્યા ગયા. ચાચિંગ ઘેર આવ્યો ત્યારે તેને ખબર પડી કે બૈરીએ છોકરો સાધુને આપી દીધો છે. તે ઉપરથી પોતે છોકરાને જોયા વગર કંઈ અન્ન લેવું નહિ એવું પણ લીધું, અને ભૂખ્યો તરસ્યો સાધુની પાછળ કર્ણાવતી ગયો. ત્યાં સાધુની પાસે જઈને પોતાનો છોકરો તેણે પાછો માગ્યો. આ વખતે ત્યાં દેવચંદ્ર પાસે ઉદયનમંત્રી બેઠા હતા તેમણે તેને ઘણું સમજાવ્યો, અને પુષ્કળ ધન આપ્યું, તથા બીજા લોકોએ પણ સમજાવ્યો; તેથી છોકરાને સાધુને સોંપીને તે પાછો ગયો. પછી એ છોકરાને સાધુએ દીક્ષા આપી અને તેનું નામ સોમદેવસુરી પાડ્યું. ૨૦ વર્ષની ઉમ્મરમાં તો સોમદેવ ઘણી વિદ્યા ભણ્યો અને એક મહા સમર્થ વિદ્વાન થયો, તેથી તેને આચાર્યની પદવી આપી અને તેનું નામ હેમચંદ્ર એટલે સોનાના ચંદ્ર જેવો

એવું પાડયું. પોતાની વિદ્વત્તાથી સિદ્ધરાજના દરબારમાં તે માનીતો થઈ પડયો હતો, અને કુમારપાળ એને પોતાનો ગુરુ ગણતો હતો.

## ૫૧. કુમારપાળનાં ધર્મકૃત્યો.

પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવનું દેવાલય દરીઆનાં મોજાંથી જૂટી ગયું હતું, તેનો જીર્ણોદ્ધાર હેમાચાર્યની સલાહથી કુમારપાળે કરાવ્યો. વળી તે કામ પૂરૂં થતાં સુધી હિંસા ન કરવાની અને બ્રહ્મચર્ય પાળવાની તેણે બાધા લીધી હતી. પોતાના રાજ્યમાં તેણે જીવહિંસા બંધ કરાવી હતી. કોઈ ધનવાન માણસ અપુત્ર મરણ પામે તો તેની મિલ્કત રાજ્યના ખજાનામાં લઈ લેવી એવો તે વખત રિવાજ હતો, તેથી એક ધનવાન શેઠ અપુત્ર મરણ પામ્યો તેની સ્ત્રી ઘણું રડતી હતી; તે જોઈને કુમારપાળે તેને અભયવચન આપ્યું તથા હવે પછી કોઈની પણ મિલ્કત લઈ લેવી નહિ એવો નિયમ કર્યો. વળી પોતાના ખાનગી ખર્ચને માટે રાજ્યના ખજાનામાંથી પૈસો લેવો નહિ, પણ પોતાની જાત મહેનતથી કમાઈને ખર્ચ કરવો, એવી તેણે બાધા લીધી હતી. મહાદેવનાં તથા જૈનનાં ઘણાં દેવાલયો એણે બંધાવેલાં છે. આવાં અનેક ધર્મકાર્યો એણે કરેલાં હતાં.

## ૫૨. અજયપાળ.

કુમારપાળને એકે પુત્ર નહોતો તેથી તેની પછી તેનો ભત્રીજો અજયપાળ ગાદીએ બેઠો. તે શિવમાર્ગી હતો અને ઘાતકી તથા જુલ્મી હતો, તેથી ગાદીએ બેઠા પછી તુરતજ તેણે જૈન ધર્મીઓ ઉપર જુલમ ગુજારવા માંડ્યો. કુમારપાળે બંધાવેલાં ઘણાં જૈન દેવાલયો તેણે તોડી પાડ્યાં. કપર્દી નામે એક વિદ્વાન કવિ કુમારપાળનો માનીતો હતો તેને પ્રથમ મુખ્ય પ્રધાનની જગ્યા આપી, પણ થોડા દિવસ પછી 'એ તો મારી બરોબરી કરવા જાય છે' એમ કહીને એને તેલની કડા ગરમ કરાવી તેમાં નાખીને મારી નાખ્યો. રામચંદ્ર નામના બીજા એક જૈન વિદ્વાનને ખૂબ તપાવેલા તાંબાના પતરા ઉપર બેસાડીને મારી નાખવાનો તેણે હુકમ કર્યો હતો. પણ એવી રીતે દુઃખ પામી મરવાના

કરતાં તેણે તે પહેલાંજ જીભ કરડીને મરવાનું વધારે પસંદ કર્યું. કુમારપાળનો મુખ્ય પ્રધાન **આમ્રભટ્ટ**, જે ઉદયનમંત્રીનો પુત્ર થતો હતો અને જબરો યોદ્ધો હતો, તે તો ખુલ્લી રીતે કહેતો કે, "મારા દેવ તો **વી**તરાગ છે, ગુરુ હેમાચાર્ય છે, અને રાજા **કુ**મારપાળજ છે." તેથી તેને પોતાની હજુરમાં **અજ**યપાળે બોલાવ્યો; પણ તે એમ આવે એવો નહોતો. પોતાના હથિયારબંધ માણસોને સજ્જ કરીને તેણે ગઢ ઉપર ચઢાઈ કરી અને ગઢના પહેરેગીરોને મારી નાખી પછી દરબારમાં પેઠો. ત્યાં **અજ**યપાળનાં માણસો સાથે લડાઈ થઈ તેમાં છેવટે તે મરાયો, પણ જીવતો હાથમાં આવ્યો નહિ. **આમ્રભટ્ટ** મરાયાથી ગામના લોકોએ બહુ શોક કર્યો. **અજ**યપાળનું આવું જુલમી રાજ્ય ઝાઝો વખત ટક્યું નહિ. તેને રાજ્ય કરતાં ત્રણ વર્ષ થયાં એટલામાં એના કોઈ દરવાને એના પેટમાં કટાર મારી એને મારી નાખ્યો.

## ૫૩. મૂળરાજ બીજો.

**અજ**યપાળ પછી તેનો પુત્ર **મૂ**ળરાજ ગાદીએ બેઠો. એ વખતે એની ઉમ્મર ઘણી નાની હતી, તેથી લોકો એને **બાળ મૂ**ળરાજ કહેતા. એના વખતમાં મુસલમાનો ગુજરાત ઉપર ચઢી આવ્યા હતા, તેમને એ નાનો હતો છતાં એણે હરાવીને કાઢી મૂકયા હતા. આ લડાઈ ચાલતી હતી તે વખતે એની મા **ના**યકીદેવી કિલ્લા ઉપર બેસી પુત્રનાં પરાક્રમ જોતી હતી, અને પોતાના લસ્કરને ઉસ્કેરતી હતી. **મૂ**ળરાજના વતી રાજ્ય કારભાર તેનો કાકો **ભી**મદેવ ચલાવતો હતો. મુસલમાનોને હરાવી કાઢી મૂકવામાં તેણે જબરી મદદ કરી હતી. **મૂ**ળરાજ ફક્ત બેજ વર્ષ રાજ્ય કરી નાની ઉમ્મરમાંજ મરણ પામ્યો.

## ૫૪. ભીમદેવ બીજો (ભોળો ભીમ).

**મૂ**ળરાજ પછી તેનો કાકો **ભી**મદેવ ગાદીએ બેઠો. એ ઉતાવળીઓ અને ભોળો હતો તેથી લોકો એને **ભોળો ભી**મ કહેતા. એના સમયમાં હિંદુસ્તાનના રજપુતોમાં ઘણો કુસંપ ચાલતો હતો, અને નજીવાં કારણોથી તેઓ માંહોમાંહે લડી મરતા હતા; તેથી મુસલમાનોએ એ

વખતે હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કરી હતી. તેમની સામે તેઓ એકત્ર બળથી લઢી શકયા નહિ. આથી તેમની પાયમાલી થઈ અને મુસલ્લમાની રાજ્યનાં બીજ હિંદુસ્તાનમાં રોપાયાં. આબુના પરમાર અને અજમેરના ચહુઆણ રાજાઓ સાથે ભીમને દુશ્મનાવટ થઈ હતી. આબુમાં એ વખતે જેતસી પરમાર રાજ્ય કરતો હતો. તેને ઇચ્છનકુમારી નામે એક સ્વરૂપવાન પુત્રી હતી. તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વરના પુત્ર શૂરા પૃથુરાજ સાથે કર્યો હતો; છતાં ભીમદેવે તેનું માગું કરવાને અમરસિંહ શેવડો નામના જૈન સાધુને આબુ મોકલ્યો. જેતસી પરમારને ભીમ સાથે વિરોધ કરવો ઠીક લાગ્યો નહિ. પરંતુ તેના પુત્રે તે માગું સ્વીકારવાની સાફ ના પાડી અને કહ્યું કે, "ગમે તેમ થશે તોપણ જૈનધર્મી રાજા સાથે હું મારી બહેનને પરણાવવાનો નથી" આ જવાબથી અમરસિંહ શેવડાએ પોતાનું અપમાન થયેલું ગણી પાટણ જઈ ભીમને ખૂબ ભંભેર્યો, એટલે ભીમ આબુના રાજાને સજા કરવાને લશ્કર લઈને ચઢયો. જેતસી પરમારે પોતાની છોકરીને અજમેર મોકલી દીધી અને પૃથ્વીરાજ ( પૃથુરાજ ) સાથે પરણાવી દીધી. પછી ભીમ સાથે તેને લડાઈ થઈ તેમાં તે હાર્યો ને માર્યો ગયો. ભીમ આબુનું રાજ્ય જીતીને પાછો ફર્યો. આ વખતથી ભીમને અને અજમેરના ચહુઆણોને વેર બંધાયું.

ત્યાર પછી ભીમ એક વખત અજમેર ઉપર ચઢયો. અજમેર પાસે શાહબુદ્દીન ઘોરી પણ લશ્કરનો પડાવ નાખીને પડયો હતો, તેથી કેટલાક સારા માણસોએ ભીમને સમજાવ્યો કે આ વખતે જ્યારે મુસલ્લમાન દુશ્મનો હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા છે, ત્યારે અંદર અંદર લઢી મરવાનો આ વખત નથી; પરંતુ બધાએ એકઠા મળી જઈ મુસલ્લમાનોની સામા થવું જોઈએ. પણ ભીમ ભોળો હતો, અને અમરસિંહ શેવડાની શિખવણી પ્રમાણે ચાલતો હતો, તેથી તેણે ભીમને સમજાવ્યું કે ગમે તેમ હોય તોપણ ચહુઆણોએ ગુજરાતનું જે અપમાન કર્યું છે તેનું વેર તો લેવુંજ જોઈએ. આથી તે લડાઈમાં ઉતર્યો. આ લાગ જોઈ મુસલ્લમાનો પણ અજમેર ઉપર તૂટી પડયા. ચહુઆણો તરફથી

**ચંદ** બારોટે **ભીમ**ના લશ્કરને હરાવીને ગુજરાત તરફ પાછું નસાડી મૂક્યું અને પછી મુસલમાનોને **પૃથ્વીરાજે** હરાવીને નસાડી મૂક્યા. આ હારથી ભીમને ઘણું લાગ્યું.

**અજમેર**ના રાજા સાથે વળી એક બીજું વેરનું કારણ ઉત્પન્ન થયું. **ભીમ**ના સાત પિતરાઈ ભાઈઓ કંઈ કારણથી **ભીમ**ના ઉપર બહારવટે નીકળેલા હતા; તેમને પકડવા **ભીમ** જાતે નીકળ્યો, એટલે તેઓ **અજમેર**ના **ચહુઆણ** રાજાને શરણે જઈને રહ્યા. એક દિવસ તેમાંના એક ભાઈએ દરબારમાં સહજ મૂછપર હાથ નાખ્યો, તે ઉપરથી **ચહુઆણ** સરદારોને અપમાન લાગ્યું, અને એક સરદારે તેનું માથું ઉડાવી દીધું. આથી મારંમારા થઈ અને બધા ભાઈઓ કપાઈ મુવા. આ ખબર **ભીમ**ને થઈ ત્યારે તેણે પોતાના ભાઈઓનું વેર લેવાનો નિશ્ચય કર્યો, અને એક જબરૂં લશ્કર લઈને તે **અજમેર** ઉપર ચઢ્યો. **પૃથ્વીરાજ** આ વખતે દિલ્હીમાં તેની માના બાપની ગાદીએ રાજ્ય કરતો હતો, તેથી **સોમેશ્વર** એકલો **ભીમ**ની સામે થયો. પણ તે લડતાં મરાયો, અને **ભીમ** જય મેળવીને ગુજરાત પાછો આવ્યો.

## ૫૫. પૃથ્વીરાજ ચહુઆણ.

**પૃથ્વીરાજ** આ વખતે હિંદુસ્તાનમાં એક જબરો યોદ્ધો ગણાતો હતો. તે શબ્દવેધી હતો, એટલે આવતો શબ્દ સાંભળી તે તરફ બરાબર બાણ મારી શકતો હતો અને નિશાનને વિંધી નાખતો હતો. એની પાસે એના જેવાજ શૂરા સામંતો હતા તે કોઈથી જીતી ન શકાય એવા જબરા હતા. **શાહબુદ્દીન ઘોરી**ને સાત વખત એણે હરાવ્યો હતો. જ્યારે એણે પોતાના બાપ **સોમેશ્વર**ના મરણની વાત સાંભળી ત્યારે તેને પગથી માથા સુધી ઝાળ લાગી, અને બાપની ઉત્તરક્રિયા કર્યા પછી ગુજરાત ઉપર ચઢાઈ કરી. બાપનું વેર લીધા વગર પલંગપર સુવું નહિ અને પાઘડી પહેરવી નહિ એવી એણે બાધા લીધી હતી. **પૃથ્વીરાજ**ની ફોજ ગુજરાતની હદમાં આવીને દાખલ થઈ ત્યારે તેણે પોતાના **ચંદ** બારોટને મસાલ, નિસરણી, કોદાળી, જાળ, અંકુશ અને ત્રિશૂળ લઈને **ભીમ**ના દરબારમાં ખબર કહેવા મોકલ્યો, કે **પૃથ્વીરાજ ચહુઆણ** બાપનું વેર લેવા ચઢી આવ્યો છે,

માટે લડવા તૈયાર થા. **ચંદ** બારોટે સભામાં જઈ **ભીમ**ને સમાચાર કહ્યા ત્યારે **ભીમે** પૂછયું કે એતો ઠીક, પણ આ વિચિત્ર વસ્તુઓ સાથે શી આણી છે? **ચંદે** કહ્યું કે, " પૃથ્વીરાજે કહેવડાવ્યું છે કે જો તું અંધારામાં સંતાઈ જઈશ તો આ દીવો લઈને તને શોધી કાઢીશું; જો તું આકાશમાં ચઢી જઈશ તો નિસરણી ઉપર ચઢી તને ખેંચી લાવીશું; પાતાળમાં પેસી જઈશ તો કોદાળીથી ખોદી કાઢીશું; અને સમુદ્રમાં સંતાઈ જઈશ તો જાળ નાખી પકડી લઈશું; આ અંકુશથી તને વશ કરીશું અને ત્રિશૂળથી મારી નાખીશુ. માટે દાંતે તરણાં લઈ શરણે આવો કે મરણ માગી લો." આ સાંભળી **ભીમ** હસ્યો અને કહ્યું કે **ભીમ** જેવો ગુજરાતનો રાજા **ભીમ** કોઈનાથી ડરતો નથી. પછી બન્નેનાં લશ્કર સામસામા થયાં; જબરૂં યુદ્ધ ચાલ્યું; પણ આખરે **પૃથ્વીરાજ**ના હલ્લા આગળ **ભીમ**ના લશ્કરથી ટકી શકાયું નહિ. **ભીમ**ની હાર થઈ. તેને રણમાંથી નાશી જવું પડયું અને જય મેળવી ગુજરાત લૂટી **પૃથ્વીરાજ** પાછો ફર્યો.

## ૫૬. શાહબુદ્દીન ઘોરી.

મુસલમાન પાદશાહ **મહંમદ** ગીઝની પહેલા **ભીમ**દેવના વખતમાં ગુજરાતપર ચઢી આવ્યો હતો, અને તેણે **પ્રભાસપાટણ**નું **સોમનાથ**નું દહેરૂં તોડ્યું હતું તથા મૂર્ત્તિને ભાંગી નાખી હતી. એના પછી ૧૦૦-૧૨૫ વર્ષે **ગીઝની**માં ઘોરી વંશના પાદશાહો થયા તેમાં **ગ્યાસુદીન** નામે પાદશાહ થયો હતો. તેણે **ભોળા ભીમ**ના વખતમાં **હિંદુસ્તાન**માં સ્વારીઓ કરી હતી, અને તે **ગુજરાત** ઉપર પણ ચઢી આવ્યો હતો. **પૃથ્વીરાજે** એ ઘોરી પાદશાહને ચાર પાંચ વખત હરાવીને કેદ પકડયો હતો અને છોડી મૂકયો હતો. પણ સન ૧૧૯૭માં એણે છેલ્લી સ્વારી કરી તેમાં **પૃથ્વીરાજ** હાર્યો, કેદ પકડાયો અને મુસલમાનોને હાથે માર્યો ગયો. **પૃથ્વીરાજ**ને હરાવી ઘોરી પાદશાહ બીજે વર્ષે ગુજરાત ઉપર ચઢી આવ્યો. મુસલમાનોને ઉલટી આવેલા જોઈ **ભીમ** રાજ્ય છોડી નાશી ગયો. મુસલમાનો ગુજરાત લૂટી ચાલ્યા ગયા એટલે **ભીમ** પાછો આવી પોતાની ગાદી ઉપર બેઠો, અને પછી ચાર વર્ષ રાજ્ય કરી તે મરણ પામ્યો.

---

# ભાગ ૫મો.

## વાઘેલા વંશ.

### ૫૭. વાઘેલા વંશની સ્થાપના.

ધવળપ્રસાદ નામના એક સોલંકી સરદારે ધવળપુર અથવા ધોળકા વસાવી ત્યાં પોતાની સત્તા જમાવી હતી. એ ધવળપ્રસાદનો પુત્ર અર્ણોરાજ તે કુમારપાળની માસીનો છોકરો થતો હતો. તેણે કુમારપાળની સારી સેવા બજાવી હતી, તથા ઘણી વાર કુમારપાળનું જીવ સાટે રક્ષણ કર્યું હતું, તેથી કુમારપાળે રાજી થઈ તેને વાઘેલ ગામની જાગીર આપી હતી. એના વંશના રજપુતો વાઘેલા કહેવાયા. એના વંશજો આગળ જતાં ગુજરાતના રાજા થઈ પડ્યા હતા. એક વખત કુમારપાળ પોતાના મહેલમાં મેડા ઉપર ઓરડામાં સૂતો હતો અને અર્ણોરાજ બારણા આગળ ચોકી કરતો હતો. તે વખત કોઈ માણસ ઓચિંતો આવીને ઓરડામાં પેઠો પણ તેને કોઈ રોકી શક્યું નહિ; પરંતુ અર્ણોરાજે જ્યારે તે કોણ છે એમ પૂછ્યું અને તેને બહાર બોલાવ્યો ત્યારે તે પોતાનોજ નોકર હોવાનું માલમ પડ્યું. તેને આમ એકદમ આવવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે તમારે ત્યાં પુત્ર અવતર્યો છે માટે વધામણી આપો. પછી અર્ણોરાજે તેને ખુશી કરવાનું કહી વિદાય કર્યો. આ ખબર સાંભળી અર્ણોરાજનું મોઢું હસતું થયું. કુમારપાળે આ બધું જોઈ અર્ણોરાજને પૂછ્યું કે એ શું હતું, ત્યારે તેણે પોતાને ત્યાં પુત્ર જન્મ થયાની વાત કહી. તે સાંભળીને કુમારપાળ રાજી થયો. પણ તેણે ભવિષ્ય ભાખ્યું કે, "વધામણી લઈને જે ચાકર આવ્યો તેને કોઈએ અટકાવ્યો નહિ તેથી એ પુત્ર મહા પરાક્રમી અને ગુજરાતનો રાજા થશે; પરંતુ વધામણી આપીને નોકર આ જગ્યાએથી નીચે ઉતર્યો, તેથી એ આ શહેરમાં અને આ મહેલમાં રાજ્ય નહિ કરે, પણ બીજે કોઈ સ્થળે રહીને કરશે." અર્ણોરાજનો આ પુત્ર તે લવણપ્રસાદ. એ મોટો થયો ત્યારે તેણે ધોળકામાં રહીને ગુજરાત પર રાજસત્તા ચલાવી.

## ૫૮. લવણપ્રસાદ.

ભોળા ભીમના વખતમાં ગુજરાતના રાજાઓની સત્તા નરમ પડી ગઈ હતી. ઘણા સામંતો ભીમદેવથી સ્વતંત્રપણે વર્તતા હતા અને મુલક પચાવી પડતા હતા. અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ તે વખતે મહા બળીઓ હતો અને ધોળકાની આજુબાજુનો મુલક તેના તાબામાં હતો. તે ભીમના પક્ષમાં હતો. તેને બોલાવીને ભીમે કહ્યું કે, "તમારા બાપે મને ઘણી મદદ કરી છે તેથી તમારે પણ કરવી જોઈએ. તેના બદલામાં હું તમારા પુત્ર વીરધવળને મારો યુવરાજ બનાવું છું." આ પછી ભીમદેવે વીરધવલને યુવરાજ તરીકે સ્વીકાર્યો હતો.

લવણપ્રસાદના વખતમાં દક્ષિણમાંથી દેવગીરીનો રાજા ચઢી આવ્યો હતો, તેને ભરૂચ આગળ તેણે હરાવ્યો હતો. આ લડાઈમાં વીરધવળે ઘણી બહાદુરી બતાવી હતી. તે ઘણી વખત ઘવાયો હતો છતાં લવણપ્રસાદે તેને બચાવી લીધો હતો. લવણપ્રસાદે મારવાડમાં આવેલા નાંદોલના રાજાને પણ હરાવીને માર્યો હતો. એણે પ્રભાસપાટણના સોમનાથ મહાદેવને એક ગામ ધર્માદા આપ્યું હતું. રાજ્યમાંથી ગામની જાગીરો ઇનામમાં આપી શકે એટલી એની સત્તા હતી, તોપણ એણે પોતાને ગુજરાતનો રાજા કહેવડાવ્યો નથી. એણે પોતાની હયાતીમાંજ વીરધવળને રાજ્યનો કારભાર સોંપી દીધો હતો.

## ૫૯. વીરધવળ.

લવણપ્રસાદ અને વીરધવળ ધોળકામાં રહીને ગુજરાતનો રાજકારભાર ચલાવતા હતા. વીરધવળને વસ્તુપાળ અને તેજપાળ નામે બે વાણીઆ ભાઈઓ મંત્રી મળ્યા હતા. તે બન્ને બહુ બુદ્ધિશાળી અને શૂરવીર હતા, તેથી તેમની મદદથી એણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું. રાજ્યકારભાર એણે હાથમાં લીધો ત્યારે ખજાનામાં બહુ પૈસો નહોતો; તેથી એક જુનો અધિકારી જે ઘણો દુરાચારી હતો તેનો એણે ૨૧ લાખ રૂપીઆ દંડ કર્યો. એ રકમમાંથી એણે ઘણું લશ્કર જમાવ્યું. પછી ધોળકાની આસપાસના પાંચસેં ગામના પટેલો

બહેકી ગયા હતા તેમને વશ કર્યાં, ને તેમની પાસેથી પુષ્કળ દંડ લીધો. ત્યારપછી પોતાના પિતા લવણપ્રસાદને ધોળકામાં રાખી, તેજપાળને પોતાની સાથે લઈ, વીરધવળ ગુજરાતમાં ખંડણી ઉઘરાવવા નીકળ્યો; પરંતુ તેજપાળે કહ્યું કે સોરઠમાં ઘણા ધનવાન લોકો વસે છે તેથી તેઓ કાઠિઆવાડમાં ગયા. રસ્તામાં વામનસ્થળી (વંથળી) ગામ આગળ આવ્યા. ત્યાં વીરધવળના સાળા સાંગણ અને ચામુંડ રાજ્ય કરતા હતા, તેમની પાસે તેણે ખંડણી માગી. પણ તેમણે તે આપવાની ના પાડી અને લડવા તૈયાર થયા. વીરધવળની રાણીએ પોતાના ભાઈઓને સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. આથી લડાઈ થઈ, અને છેવટે તેમાં તે બન્ને ભાઈઓ મરાયા. પછી ત્યાંથી પુષ્કળ લૂટ લઈ પોતાના સાળાના છોકરાઓને ગાદીએ બેસાડી દ્વારકા સુધી વિજય ડંકો વગાડી વીરધવળ ધામધુમથી ધોળકે પાછો આવ્યો.

વીરધવળના મનની મોટાઈની એક વાત નોંધવા જેવી છે. એક દિવસ રાત્રે વીરધવળ પલંગમાં સૂતો હતો ને તેનો સેવક તેની પગચંપી કરતો હતો. વીરધવળના પગની આંગળીએ હીરાની કીમતી વીંટી હતી તે જોઈને પેલા ચાકરની દાનત બગડી, તેથી તેણે તે કાઢી લીધી. તેણે વિચાર્યું કે રાજા ઉંઘે છે એટલે કોણ જોવાનું છે? પણ રાજા તો અર્ધો ઉંઘતો હતો તેથી તેણે જાણ્યું તોપણ તે બોલ્યો નહિ. પછી બીજે દિવસે વીરધવળે પાછી એવીજ વીંટી મંગાવીને પહેરી લીધી રાત્રે જ્યારે તેજ સેવક પાછો ચાકરી કરવા આવ્યો ત્યારે તેવીજ વીંટી પગે જોઈને તે આભો બની ગયો. વીરધવળે તેને કહ્યું કે જોજે ભાઈ કાલની પેઠે આજે પણ વીંટી કાઢી ન લેતો. આથી તે ખૂબ ગભરાયો. પણ વીરધવળે તેને ધીરજ આપીને કહ્યું કે એમાં તારો દોષ નથી, તને પગાર બહુ થોડો મળે છે તેથી એવું કામ સૂઝે. પણ હવેથી એમ ન કરતો. એમ કહીને તેને એક મોટી જાગીર આપી.

લવણપ્રસાદ તથા વીરધવળે ભોળા ભીમદેવના સમયમાંજ આખો ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છ જીતીને તાબે કર્યાં હતાં, છતાં તેઓએ અણહિલપુરના રાજ્યના માલીક થવાની ઈચ્છા કરી નહોતી.

તેમણે **ભીમ**દેવના સામંત રહેવાનુંજ યોગ્ય ધાર્યું હતું. એક વખત **વીર**ધવળને **વસ્તુ**પાળે કહ્યું કે, આટલો બધો દેશ તમારી સત્તા નીચે આવી ગયો છે તો હવે તમે મહારાજાનું પદ ધારણ કરો. ત્યારે તેમણે કહ્યું કે, એ પદને લાયક અમે હજી કંઈ ભારે કામ કર્યાં નથી, તેથી અમારૂં "રાણા"નું પદ સારૂં છે. આટલી બધી સત્તા જમાવ્યા છતાં તેઓ **ધોળકા**ના "રાણા"જ કહેવાતા હતા.

## ૧૦. વસ્તુપાળ તેજપાળ.

**પાટણ**માં **આશારાજ** નામે એક પોરવાડ વાણીઓ રહેતો હતો. એના બાપદાદા ગુજરાતના રાજાનું કારભારૂં કરતા હતા તેથી એ ગર્ભ-શ્રીમંત હતો. એક વખત **હરિભદ્રસૂરી** કથા કરતા હતા ત્યાં **આશા** શેઠ કથા સાંભળવા બેઠા હતા. **કુમારદેવી** નામે વાણીએણ પણ ત્યાં કથા સાંભળવા બેઠી હતી. કથા કહેતા કહેતા સાધુ **કુમારદેવી** તરફ વારંવાર જોતા હતા, તેથી કથા પૂરી થઈ ને બધા લોક વેરાઈ ગયા, ત્યારે **આશા** શેઠે સૂરીને પૂછ્યું, કે એ સ્ત્રીમાં એવું શું હતું કે તમે તેના તરફ વારંવાર જોયા કરતા હતા. સૂરીએ જવાબ આપ્યો કે એના શરીર ઉપર એવાં શુભ ચિહ્નો જણાય છે કે એને પેટે ધર્મધુરંધર અને મહા પરાક્રમી પુત્રો ઉત્પન્ન થાય. આ ઉપરથી પછી **આશા** શેઠે તે સ્ત્રી સાથે લગ્ન કર્યું. એનાથી તેને ચાર પુત્રો—**લુણિંગ**, **માલદેવ**, **વસ્તુ-પાળ** ને **તેજપાળ**—થયા અને સાત પુત્રીઓ થઈ. એ ચારે પુત્રો બહુ પરાક્રમી નીકળ્યા હતા અને મંત્રીપદને પામ્યા હતા.

એક વખત **વસ્તુપાળ** અને **તેજપાળ** જાત્રા કરવા નીકળેલા તે **ધોળકા**ને પાદરે મુકામ નાખીને પડ્યા હતા. પોતાના કુળગોર **સોમેશ્વર-દેવ**ના કહેવાથી **વીર**ધવળે તેમને માન સાથે બોલાવી પોતાના રાજ્યનું મંત્રી પદ આપ્યું એ બંને ભાઈઓએ મંત્રીપદ સ્વીકારતી વખતે રાજાની પાસે એવી કબુલાત કરાવી લીધી હતી કે, "કોઈની ભંભેરણીથી અમારા ઉપર તમારી કોઈ વખત ઇતરાજી થાય, અને અમોને દંડવામાં આવે, ત્યારે અમારી પાસે હાલ જે અમારી ૩ લાખની મિલ્કત છે તે લઈને અમને જવા દેવા." **વીરધવળે** આ વાત કબુલ કરી તેથી તેઓ

મંત્રી પદે કાયમ થયા. ત્યાર પછી **વીર**ધવળે **વસ્તુ**પાળને **ધોળકા ને ખંભાત**નો બંદોબસ્ત રાખવાનો અધિકાર સોંપ્યો; અને **તેજ**પાળને પોતાનો મંત્રી નીમી લડાઈના કામે પોતાની સાથે રાખ્યો.

**વસ્તુ**પાળ **તેજ**પાળે ઘણાં ધર્મનાં કામ કરાવેલાં છે. એમની સમૃદ્ધિનો પાર નહોતો. એમની પાસે હજારો દાસ દાસીઓ, અને સેંકડો ઘોડાઓ હતાં, તથા મોટામોટા હાથીઓ એમને ઘેર ઝુલતા હતા. એમ કહેવાય છે કે, ત્રણ અબજ ચૌદ લાખ ને અરાઢ હજાર રૂપીઆ એમણે ધર્માદામાં ખર્ચ્યા છે. **આબુ** ઉપર, **ગિરનાર** ઉપર, અને **શેત્રુંજય** ઉપર એમણે સુંદરમાં સુંદર દહેરાં બંધાવ્યાં છે. એના વિષે એવી કથા છે કે, **વસ્તુ**પાળ **તેજ**પાળ જ્યારે જાત્રાએ ગયા ત્યારે કાઠિઆવાડમાં આવતાં તેમને લૂટારાઓનો ભય લાગ્યો, તેથી એક ઝાડ નીચે પોતાની ત્રણ લાખની મિલ્કત દાટવાનો વિચાર કર્યો. પરંતુ ખાડો ખોદતાં તો જમીનમાંથી ઉલટો સોનાની મહોરોનો ચરૂ નીકળ્યો; એટલે તેમને વિચાર આવ્યો કે આપણે તો જમીનમાં દાટવાનું કરીએ છીએ, પણ ભૂમિ માતાએ તો આપણને ઉલટું દ્રવ્ય આપ્યું, તો હવે શું કરવું? ત્યારે **વસ્તુ**પાળની સ્ત્રી **અનુપમા** દેવીએ કહ્યું કે હવે એને જમીનમાં નહિ પણ પર્વતની ટોચપર એવી રીતે મૂકો કે લોકો દેખે પણ લઈ શકે નહિ. આ સલાહથી **આબુ** ઉપર એમણે દહેરાં બંધાવ્યાં. (જુઓ પૃષ્ઠ ૨૮.)

## ૬૧. ગોધરાનો ઘૂઘુલ.

ગોધરાનો માંડલિક રાજા **ઘૂઘુલ** હતો તે જાત્રાળુઓને હેરાન કરતો તથા માલ લઈ જનારા વણઝારાઓને લૂટતો હતો. **વીર**ધવળે તેને ઠપકો દેવડાવ્યો, પણ તે ન માનતાં ઉલટું તેણે એક ભાટની સાથે એક પહેરવાની સાડી અને આંખમાં આંજવાની મેંશની દાબડી **વીર-ધવળ**ની પાસે મોકલીને તેની મશ્કરી કરી. **વીર**ધવળને આથી ઘણો ક્રોધ ચઢ્યો, અને ભાટને વિદાય કરી દરબારમાં પાનનું બીડું ફેરવ્યું કે **ઘૂઘુલ**ને જીતવાને કોણ બીડું ઝડપે છે? **તેજ**પાળે એ બીડું ઝડપી લીધું. પછી લશ્કર લઈને **તેજ**પાળ ગોધરા ઉપર ચઢ્યો. ગોધરા થોડું

છેટું રહ્યું ત્યારે ત્યાંજ પડાવ નાખી પોતાના માણુસો મોકલી તેણે ગોધરાની ભાગોળેથી ગાયો હંકાવી મંગાવી. ગાયો પાછી વાળવા ઘૂઘુલ લશ્કર લઈને પાછળ પડ્યો. તેઓ લડતાં લડતાં તેજપાળની છાવણી સુધી આવી પહોંચ્યા એટલે તેજપાળ એકદમ લશ્કર સાથે તેના ઉપર તૂટી પડયો. ત્યાં ઘણી ભારે લડાઇ થઈ. છેવટે તેજપાળે ઘૂઘુલને જીવતો પકડી લીધો, અને ગોધરાનો મુલક જીતી લઈ તેના વંશના રજપુતને ગાદીએ બેસાડી ખંડીઓ બનાવ્યો. પછી ઘૂઘુલને લાકડાના પાંજરામાં પૂરી ધોળકે આણ્યો. ત્યાં દરબારમાં તેણે મોકલેલી સાડી તેને પહેરાવી તથા મેંશની દાબડી તેની કોટે બાંધી. આ અપમાન સહન ન થવાથી તે જીભ કરડીને મરણ પામ્યો.

## ૬૨. ખંભાતનો વહાણવટી સદીક.

વસ્તુપાળ ખંભાત ગયો ત્યારે તેને ગામ લોકો તરફથી બહુ માન મળ્યું. ધ્વજા અને તોરણો બાંધીને લોકોએ ગામને શણગાર્યું, અને ભપકાબંધ સામૈયું કરીને વાજતે ગાજતે તેની ગામમાં પધરામણી કરી. ઉતારે ગયા પછી ગામના તમામ સારા સારા લોકો વસ્તુપાળને મળવા આવ્યા. પણ સદીક નામે એક વહાણવટી જે ઘણો ધનાઢ્ય હતો, જેને ઘેર ૧૪૦૦ ઉમદા ઘોડા, ૩૦૦ મોટા હાથીઓ, અને ૧૪૦૦ પાળાઓ હતા; તથા હીરા, માણેક, મોતી, સોનું વગેરેનો જેને ત્યાં પાર નહોતો; જેનાં વહાણ આખી દુનિયાના સમુદ્રોમાં ફરતાં; તે અભિમાનથી મળવા ન આવ્યો. વસ્તુપાળે તેને કહાવ્યું કે તમે અમારા રાજાની રૈયત છો, તેથી વિનયની ખાતર તમારે અમને મળવા આવવું જોઈએ. તેના જવાબમાં ઉલટું તેણે એવું કહાવી મોકલ્યું કે, તમારા જેવા તો અહીં ઘણા આવી ગયા છે, માટે તમારે મને મળવા આવવું જોઈએ. આથી વસ્તુપાળને ઘણો ગુસ્સો ચઢયો. એવામાં વળી દેવો નામે એક વાણીઓ વસ્તુપાળ પાસે આવીને ફરીયાદ કરવા લાગ્યો કે, "હું તમારી ન્યાતનો પોરવાડ વાણીઓ છું. મારો બાપ સદીકને ત્યાં ગુમાસ્તો હતો, તે તેનાં વહાણ સાથે એડન બંદરે

ગયો હતો. ત્યાંથી સોનાની ધૂળ આણી હતી તેમાંથી થોડીક સંતાડીને તે ઘેર લાવ્યો. પણ સદીકને તે વાતની ખબર પડી, ત્યારે તેણે અમારૂં ઘર લૂટી લીધું અને મારા બાપને મારી નાખ્યો. હવે હું ભીખ માગતો થઈ ગયો છું, અને અમારા ઘરમાં કશું ખાવાનું નથી." વસ્તુપાળને આ વાણીઆની દયા આવી તેથી તેણે તેના કુટુંબના ગુજરાનનો બંદોબસ્ત કરી આપ્યો. પછી તેણે સદીકને સજા કરવાનો ઠરાવ કર્યો. સદીકને આ વાતની ખબર પડી એટલે તેણે પોતાનો મિત્ર શંખ નામે એક નાનો રાજા હતો તેની મદદ માગી. તેથી શંખ વસ્તુપાળ ઉપર ચઢી આવ્યો. વસ્તુપાળ પણ તેની સામે થયો. બન્નેની જબરી લડાઈ થઈ અને તેમાં શંખ મરાયો અને પછી વસ્તુપાળે સદીકને મારી તેનું ઘરબાર લૂટી લીધું. આ સમાચાર વસ્તુપાળે વીરધવળને કહેવડાવ્યા, અને સદીકની મોટાઈનું વર્ણન કરીને કહેવડાવ્યું કે એના ઘરની ધૂળ પણ કીમતી છે. વીરધવળ આ વાત જાણી ઘણો પ્રસન્ન થયો, અને તેણે જવાબ મોકલ્યો કે લૂટનો માલ દરબારમાં મોકલી દેવો, અને ધૂળ વસ્તુપાળે રાખવી. એટલામાં એવું બન્યું કે, સદીકનાં વહાણ, જેમાં નર્યા સોનાના દાગીના ભરેલા હતા, તે બળી ગયાં. વસ્તુપાળે આ વાતની ખબર વીરધવળને કરી ત્યારે તેણે એ વહાણોમાંના સોનાના ગઠ્ઠા કે ધૂળ નીકળે તે બધું તેને લઈ લેવાનું કહ્યું.

## ૬૩. મોજદીનની મા.

આ વખતે દિલ્હીમાં મોજદીન નામે બાદશાહ રાજ્ય કરતો હતો, તેણે ગુજરાત ઉપર સ્વારી કરી. આબુને રસ્તે તેનું લશ્કર આવતું તેથી આબુ પર્વતની સાંકડી નેળમાં લશ્કર દાખલ થયું એટલે વસ્તુપાળે આબુના રાજાને કહીને લશ્કરને પાછા જવાનો માર્ગ પત્થરો અને લાકડાં નાખીને પૂરી નંખાવ્યો; અને પોતે આગળથી એવો જબરો હલ્લો કર્યો કે મુસલમાની ફોજ નેળમાંને નેળમાંજ પાછી નાસવા જતાં સપડાઈ અને નાશ પામી. આ બનાવ પછી વસ્તુપાળને મુસલમાનોની સવારીનો બહુ ડર હતો. પરંતુ એક વખત એવું બન્યું

કે, એ મોજદીન પાદશાહની મા મક્કાની હજ કરવા જતી હશે, તે રસ્તામાં ખંભાત આવીને કોઈ મુસલમાન ખલાસીને ત્યાં ઉતરી હતી. વસ્તુપાળને એ વાતની ખબર પડી એટલે તેણે પોતાના માણસો પાસે એ ડોસીને લૂટી લેવડાવી. પછી બીજે દિવસે પેલો ખલાસી વસ્તુપાળ પાસે આવ્યો અને કહ્યું કે, આપણા ગામમાં મોજદીન પાદશાહની મા મહેમાન આવી છે તેને ચોરોએ લૂટી લીધી, એ બહુ અનર્થ થયો છે. આ સાંભળીને વસ્તુપાળે ખોટી ધામધુમ કરવા માંડી અને ડોસીની પાસે જઈને કહ્યું કે, હમણાંજ હું ચોરોનો પત્તો મેળવું છું ને તમારો તમામ માલ પાછો મંગાવી આપું છું. પછી થોડી વારે લૂટાએલો સઘળો માલ ડોસી આગળ રજુ કર્યો. આથી ડોસી બહુ રાજી થઈ. પછી મક્કે લઈ જવાને માટે એક કીમતી આરસપહાણનું તોરણ વસ્તુપાળે કરાવી આપ્યું અને તે મક્કાના દરવાજા ઉપર બરાબર બેસતું કરવાને સાથે કારીગર પણ મોકલ્યા. પછી પુષ્કળ પૈસો તથા માણસો આપીને ડોસીને મક્કે જાત્રા કરવા મોકલી. ડોસી જાત્રા કરીને પાછી આવી ત્યારે તેનું ઠાઠથી સામૈયું કર્યું તથા ગામમાં ઉત્સવ પળાવ્યો, અને તેને ઘણા દિવસ રાખીને તેની સારી ચાકરી કરી. પછી ડોસી દિલ્હી પાછી ગઈ ત્યારે વસ્તુપાળ પોતાના રાજાની રજા લઈને દિલ્હી સુધી તેને વળાવવા ગયો. દિલ્હી પહોંચ્યા પછી પાદશાહે ડોસીને પૂછ્યું કે, "માજી, જાત્રા બરાબર થઈ?" ત્યારે ડોસીએ જવાબ આપ્યો કે, "દિલ્હીમાં તું મારો દીકરો છે, અને ગુજરાતમાં વસ્તુપાળ જેવો દીકરો છે, તો પછી મારી જાત્રા સુખરૂપ કેમ ન થાય?" પાદશાહે પૂછ્યું કે, "વસ્તુપાળ કોણ છે?" ડોસીએ કહ્યું કે, "તે ગુજરાતના રાજાનો પ્રધાન છે." પછી પોતાની જે સારી બરદાસ્ત તેણે કરી હતી તે બધું કહી બતાવ્યું. એ સાંભળીને પાદશાહે કહ્યું કે, "તેને સાથે કેમ ન લાવ્યા?" એટલે ડોસીએ જણાવ્યું કે લાવી છું. પછી પાદશાહના કહેવાથી ડોસીએ વસ્તુપાળની મુલાકાત કરાવી. આ વખતે વસ્તુપાળે ૩૦૦ ઉત્તમ ઘોડા તથા બીજી વસ્તુઓની પાદશાહને ભેટ કરી. આ બધી વાતથી પાદશાહે બહુ ખુશ થઈને વસ્તુપાળને કહ્યું કે, "જે જોઈએ તે માગી લે." વસ્તુપાળે કહ્યું કે, "મારે કશાની ખોટ નથી, ફક્ત એટલુંજ માગું છું

કે તમારે કોઈ દિવસ ગુજરાત ઉપર સ્વારી કરવી નહિ.” પાદશાહે તે વાત કબુલ કરી, અને પછી વસ્તુપાળને કેટલાક દિવસ સુધી મહેમાન રાખીને માન સાથે વિદાય કર્યો.

## ૬૪. વીરમનું તોફાન અને વિશળદેવ રાજા.

**વીર**ધવળને બે પુત્રો હતા, **વિશલ**દેવ ને **વીર**મદેવ. **વીર**મદેવ મોટો હતો, પણ તોફાની અને અવિચારી હતો, તેથી **વીર**ધવળની તેના પર પ્રીતિ નહોતી. ધોળકાના વૈષ્ણવોમાં એવો રિવાજ હતો કે મોટી અગિયારસને દિવસે એક ઝાડ નીચે પોતાની નજરમાં આવે તે વસ્તુનાં ૧૦૮ નંગ મૂકવાં અને તે ધર્માદા કરી દેવાં. એક એકાદશીને દિવસે **વીર**મદેવે ૧૦૮ રૂપીઆ મૂક્યા. ત્યાર પછી એક વાણીઓ આવ્યો તેણે ૧૦૮ સાચાં મોતી મૂક્યાં. આથી **વીર**મને ગુસ્સો ચઢ્યો કે વાણીઓ મારા કરતાં ચઢી ગયો? પછી તરવાર ખેંચીને તે તેને મારવા દોડ્યો. વાણીઓ નાઠો તે **વીર**ધવળના દરબારમાં જઈને ભરાઈ ગયો. **વીર**મ પણ તેની પાછળ દોડતો ગયો. આગળ વાણીઓ ને પાછળ **વીર**મ. બન્ને દરબારમાં પેઠા, તેથી દરબારમાં કોલાહલ થઈ રહ્યો. **વીર**ધવળે એ વાત જાણી એટલે તેણે **વીર**મને અટકાવ્યો, અને ધમકાવીને કહ્યું, “અરે મૂર્ખ ઉદ્ધત છોકરા! ખબરદાર જો વાણીઆને હાથ અડકાડયો તો. એણે તારા કરતાં વધારે મૂક્યું તેમાં તારૂં શું જતું રહ્યું? વાણીઆઓ તો મારી જંગમ મિલ્કત છે, માટે જા, તારૂં કાળું કર. આજથી મારા દરબારમાં આવીશ નહિ.” એમ કહીને તેને એક ગામ ગિરાસમાં આપ્યું ને ત્યાંજ રાખ્યો. એ રહેવા ગયો ત્યારથી એ ગામનું નામ **વીર**મગામ પડ્યું.

**વીર**મ ગયા પછી **વીર**ધવળે રાજ્યનો વારસ **વિશલ**દેવને બનાવ્યો. **વિશલ**દેવ ડાહ્યો અને સમજુ હતો તેથી બધાને પ્રિય થઈ પડ્યો હતો. વસ્તુપાળ જાણતો હતો કે **વીર**મ તોફાની છે તેથી તે કોઈ વખત આફત લાવશે, ને તે માટે પહેલેથીજ તેણે શહેરનો સારો બંદોબસ્ત રાખ્યો હતો, અને મુદ્દાની જગ્યાઓ ઉપર લશ્કરી પહેરા મૂકી દીધા હતા.

**વીરધવળ** માંદો પડયો ત્યારે તેને જોવાને બહાને **વીરમદેવ** પોતાનાં માણસોને લઈને આવ્યો અને પોતાના ઘરમાં રહ્યો. રાજાની મુલાકાત તેને થઈ નહિ. ત્રણ દિવસ મંદવાડ ભોગવીને રાજા **વીરધવળ** મરણ પામ્યો, ત્યારે **વીરમદેવ** સજ્જ થઈને ગાદીએ બેસવા આવ્યો. પરંતુ **વસ્તુપાળે** તે પહેલાંજ **વિશલદેવને** ગાદીએ બેસાડી દીધો અને તેની આણ ગામમાં ફેરવી દીધી. પછી **વિશલદેવ** તથા **વસ્તુપાળ** લશ્કર લઈને **વીરમ**ની સામા ગયા. લડાઈ થઈ તેમાં **વીરમ** હાર્યો ને પોતને સાસરે **જબલપુર** નાસી ગયો. ત્યાં જઈને પોતાના સસરાની મદદ માગી. પણ **વિશલદેવ** અને **વસ્તુપાળ** તેની પાછળ પડેલા તે **જબલપુર** આવ્યા. **જબલપુર**ના રાજાથી ગુજરાતના રાજાનો તાપ જેરવાયો નહિ તેથી તેણે મદદ આપી નહિ અને ગુજરાતના લશ્કરે ઓચિંતો **વીરમ**ના ઉપર ધસારો કરી તેને મારી નાખ્યો.

## ૬૫. ‘ડભોઈ મળતું તેન તલાવ’.

ડભોઈની પાસે પાંચેક માઈલ દૂર **ચાંડોદ** જવાના રસ્તા ઉપર **તેન** નામે એક ગામ છે. તે ગામમાં એક મોટું પથ્થરથી બાંધેલું સુંદર તળાવ છે, તેને **તેન** તલાવ કહે છે. એ તલાવ **વિશલદેવ**ની માની દાસી **તેનાં** અથવા **તેલાં** નામે હતી તેણે બંધાવેલું છે. **વિશલદેવે** ડભોઈનો કિલ્લો જે કડીઆ પાસે બંધાવ્યો તે **હીરો** કડીઓ એક પ્રસિદ્ધ કારીગર હતો. એ **હીરા** કડીઆને **તેલાંએ** કહ્યું કે, ડભોઈના કિલ્લા સાથે મારૂં નામ પણ અમર રહે તેવું કંઈ થવું જોઈએ, અને તેને માટે તેણે પોતાના નામથી તલાવ બંધાવવાની ઇચ્છા જણાવી, એમ કહેવાય છે. આ ઉપરથી ડભોઈનો કિલ્લો બંધાવવાને જે પત્થરો આવતા તેમાંથી સારા સારા પત્થરો જ્યાં તલાવ બંધાવવાની જગ્યા ઠરાવી હતી ત્યાં તે મોકલી આપતો; અને તેનો તલાવ બાંધવાના કામમાં ઉપયોગ થતો. એક તરફ કિલ્લો બંધાવવા માંડ્યો અને બીજી તરફ ખાસ કારીગરો રોકીને તેણે તલાવ બંધાવવાનું કામ ચલાવ્યું. બન્ને સાથે પૂરાં થયાં; પરંતુ તલાવ પૂરૂં થતાં સુધી તે કોણ બંધાવે છે અને શી

રીતે બંધાય છે તેની કોઈને ખબર પડી નહિ. તલાવમાં વપરાતા પત્થરની ખોટ પૂરી કરવાને માટે હીરા કડીઆએ ડભોઈના કોટની વચ્ચે ઈંટોના કકડા અને માટી ભરાવી અને આસપાસ સારાસારા પત્થર બેસડાવ્યા. હીરા કડીઆ ઉપર રાજાનો ઘણો પ્યાર હતો, તેથી કોઈથી આ વાત રાજાને કહી શકાતી નહિ. પરંતુ રાજાની માને જ્યારે આ કપટની ખબર પડી ત્યારે તેણે રાજાને એ વાત જણાવવાને એક યુક્તિ કરી. એક દિવસ જમણમાં રાજાને માટે વેડમી બનાવી. વેડમી કોઈ દિવસ રાજાએ ખાધેલી નહિ તેથી તેણે પોતાની માને પૂછ્યું કે, "માતાજી, આ પદાર્થનું નામ શું?" માએ કહ્યું, "એ તો તારો ડભોઈનો કોટ". આમ કહેવાનો અર્થ રાજા સમજી શક્યો નહિ તેથી તેણે ખુલાસો પૂછ્યો, ત્યારે માએ કહ્યું કે, જેમ આ વેડમીમાં બે તરફ ઘઉંના લોટની રોટલીનાં પડ છે, અને વચમાં ગોળદાળનો માવો ભરેલો છે; તેમ તારા કોટમાં પણ બે તરફ દેખાઇતા પત્થરો ગોઠવેલા છે, અને વચ્ચે ધૂળ ને માટીજ ભરેલી છે. આ સાંભળીને રાજા બહુ વિસ્મય પામ્યો. તપાસ કરતાં તેને તે વાત ખરી લાગી. પછી આટલા બધા પત્થર આવ્યા છતાં આમ કરવાનું કારણ શું તેની તપાસ કરતાં જણાયું કે, એ રીતે બચાવેલા પત્થરનું તો મોટું તલાવ બંધાયું છે. તે બંધાવામાં હીરા કડીઆની લુચ્ચાઈ માલુમ પડી, તેથી તેને કોટમાં જીવતો ચણાવી લેવાનો રાજાએ હુકમ કર્યો; પરંતુ કારભારીઓએ સલાહ આપી કે એવો સારો કારીગર કોઈ દિવસ કામનો છે. તે ઉપરથી તેને હીરા ભાગોળના દરવાજા આગળના કોટમાં ચણ્યો ખરો, પણ ડોકાની ઉપરનો ભાગ ખુલ્લો રહેવા દીધો. છ મહીના સુધી તેની બૈરીએ તેને ફક્ત ઘી પાઈને જીવતો રાખ્યો. પછી એક દરવાજાની કમાન બેસાડવાની બાકી હતી, તે બેસાડવાને ઘણા કારીગર મથ્યા પણ કોઈથી તે બેઠી નહિ, ત્યારે છેવટે હીરા કડીઆને છ માસે બહાર કઢાવ્યો; પરંતુ કમાન બેસાડવાની યુક્તિ બતાવીને તરતજ બહારનો પવન લાગવાથી તે મરણ પામ્યો. જે દરવાજા આગળ એને ચણી લીધેલો તે ડભોઈનો પૂર્વ તરફનો દરવાજો હીરા દરવાજો અને તે ભાગોળ હીરા ભાગોળ કહેવાય છે. એણે

બંધાવેલું તલાવ ઘણું સુંદર લાગવાથી રાજાએ તે અખંડ રહેવા દીધું, અને તે દાસીના નામથી તે **તે**નતલાવ કહેવાયું. પાછળથી ત્યાં ગામ વસેલું તે પણ **તે**નતલાવ કહેવાય છે. ડભોઈના કિલ્લા ભેગું તલાવ બંધાયું, તેથી એ તરફ "ડભોઈ મળતું **તે**નતલાવ" એવી કહેવત પડી ગઈ છે; અને તે એક કામની સાથે સાથે બીજું કામ વિશેષ પ્રયત્ન વગર કરી લેવાનું હોય ત્યારે વપરાય છે.

ડભોઈનો કિલ્લો તથા **તે**નતલાવ જોવા લાયક છે.

## ૬૬. વિશલદેવ પછીના રાજાઓ.

વાઘેલા વંશમાં **વિશલ**દેવજ ખરેખરો પ્રતાપી રાજા થયો છે. એના પછીના રાજાઓ દમ વગરના હતા અને તેથી થોડા વખતમાંજ રજપુત રાજ્યની ગુજરાતમાં આખર આવી છે. વિશલદેવ પછી તેનો ભત્રીજો **અર્જુ**નદેવ ગાદી ઉપર બેઠો. એના વખતમાં બહુ જાણવા જેવા બનાવ બન્યા નથી; પણ એ બહુ શૂરો અને પરાક્રમી હતો. એ "શ્રી પરમેશ્વર ભટ્ટાર્ક, ચાલુક્ય ચક્રવર્તી" કહેવાઈ ગયો છે. કેટલાક મુસલમાનો એની નોકરીમાં હતા, તેમાં નાખુદા નુરૂદ્દીન ફિરોજનો છોકરો ઈબ્રાહિમ પણ હતો. એ **નાખુદા** ઉપરથી જણાય છે કે તેની પાસે દરીઆઈ લશ્કર પણ હશે.

**અર્જુ**નદેવ પછી તેનો **છોકરો સારં**ગદેવ રાજા થયો. એણે પણ પોતાનું રાજ્ય સાચવી રાખ્યું હતું. એના માંડલિક રાજાઓ એની આજ્ઞામાં રહેતા હતા અને એનું લશ્કર બંદોબસ્તને માટે દેશમાં ફરતું. એ મહારાજાધિરાજ કહેવાતો હતો.

એના પછી ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણ ઘેલો થયો. એ શૂરો પણ અવિચારી, જુલમી અને અનીતિમાન હતો. પોતાનાં કર્મથી એણે ગુજરાતનું રાજ્ય ખોયું, અને પોતે રખડી રવડીને મરણ પામ્યો.

## ૬૭. માધવ પ્રધાન.

**માધવ** નામે નાગર બ્રાહ્મણ કરણ વાઘેલાનો પ્રધાન હતો. **માધવની** સ્ત્રી ઘણી રૂપાળી હતી, તેથી એક દિવસ માધવ ગામ ગયો હશે ત્યારે કરણે તેને જબરજસ્તીથી પકડી મંગાવીને પોતાના મહેલમાં પૂરી દીધી. એ વખતે માધવનો ભાઈ **કેશવ** રાજાના માણસોની સામે થયો ને લડતાં મરાયો, અને તેની સ્ત્રી સતી થઈ. માધવ આવ્યો ત્યારે ઘર

ઉજ્જડ દીઠું. પછી તેને બધી વાતની ખબર પડી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. પરંતુ એ એકલો રાજાની સામે શું કરી શકે? તેથી તે બારોબાર દિલ્હી ગયો ને દિલ્હીના મુસલમાન બાદશાહને જઈને મળ્યો. એ વખતે દિલ્હીમાં ખીલજી વંશનો અલ્લાઉદ્દીન બાદશાહ રાજ્ય કરતો હતો. કરણ ઉપર પોતાનું વેર વાળવાને માધવે તેને ગુજરાત ઉપર સ્વારી કરવાને સમજાવ્યો તથા ગુજરાત ઘણો ધનવાન મુલક છે તેથી પુષ્કળ લૂટ મળશે એવી લાલચ આપી. વળી પોતે ભોમીયા તરીકે બધો રસ્તો બતાવી દેવાનું વચન આપ્યું. અલફખાન નામના સરદારને જબરૂં લસ્કર આપીને અલ્લાઉદ્દીને માધવની સાથે ગુજરાત જીતવા મોકલ્યો. ગામડાં લૂટતું અને દેશ ઉજ્જડ કરતું મુસલમાનોનું લસ્કર ઓચિંતુ ગુજરાતમાં ફરી વળ્યું કરણ એશઆરામમાં પડેલો હોવાથી તેની સામા થવાની કશી તૈયારી કરી શક્યો નહિ. માધવે કપટથી શહેરના દરવાજા ઉઘડાવી નંખાવ્યા. મુસલમાની લસ્કર શહેરમાં પેઠું. કરણ જીવ લઈને પોતાની છોકરી દેવળદેવીને સાથે લઈને નાઠો તે દક્ષિણમાં દેવગીરીના રાજા રામદેવને આસરે રહ્યો. તેની રાણી કમળાદેવી કેદ પકડાઈ તેને મુસલમાનોએ દિલ્હી મોકલી દીધી, ત્યાં બાદશાહે તેની સાથે લગ્ન કર્યું કમળાદેવીએ પોતાની છોકરી કરણ પાસે હતી તેને તેડાવી લેવાનું બાદશાહને કહ્યું તે પરથી તેણે તેની શોધમાં લસ્કર મોકલ્યું. લસ્કર શોધતું શોધતું દેવગીરી તરફ આવ્યું. દેવગીરીના સવારો દેવળદેવીને લઈને જતા હતા તે પકડાઇ ગયા. મુસલમાનોની સાથે લડતાં તે મરાયા અને દેવળદેવી મુસલમાન સરદારના હાથમાં આવી, ને તેને દિલ્હી મોકલવામાં આવી. બાદશાહના શાહજાદાએ તેની સાથે લગ્ન કીધું. કરણ પણ બાગલાણના ડુંગરમાં મુસલમાનોના સપાટામાં આવી ગયો અને એકલો પડી ગયા છતાં તે જુસ્સાથી લડીને મરણ પામ્યો. આ પ્રમાણે ગુજરાતના રજપુત રાજ્યની આખર આવી. અલ્લાઉદ્દીને ગુજરાત ખાલસા કર્યું અને પાટણમાં પોતાનો સુબો નીમ્યો. આ તોફાન અને લૂટફાટના સમયમાં ગુજરાતની તથા પાટણની વસ્તી વેરણ ખેરણ થઈ ગઈ, ને ગમે ત્યાં જઈને વસી. હાલની ગુજરાતની વાણીઆ બ્રાહ્મણની ન્યાતો તે વખતની બંધાયલી છે.

# ભાગ ૬ ઠ્ઠો.

# મુસલમાની રાજ્ય કાળ.

## ૬૮. દિલ્હીના સુલતાનોનો અમલ.

કરણ ઘેલા જેવા નબળા રાજાની ખરાબ ચાલથી અને માધવ જેવા દેશદ્રોહી પ્રધાનથી ૧૩૦૪માં ગુજરાતના રજપુત રાજ્યનો અંત આવ્યો, અને પ્રજામાં જુલમ, ત્રાસ અને અંધેરનું રાજ્ય પ્રવર્તી રહ્યું. અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીત્યા પછી ગુજરાતમાં રહીને રાજ્ય કરનાર કોઈ રાજા સ્થિર રહ્યો નહિ. દિલ્હીના પાદશાહો તરફથી ગુજરાત ઉપર અમલ ચલાવવાને સુબાઓ આવતા, પરંતુ તે તરતનું જીતાયલું હોવાથી લોકના મનમાં હજુ સ્વતંત્રતાનો પવન ભરાયલો હતો, અને નાના ઠાકોરો તથા ગરાસીયાઓ મુસલમાન સત્તાની સામે થતા, તેથી વારંવાર બળવા થતા. આથી રૈયતમાં બહુ અશાંતિ રહેતી. વળી એ સુબાઓની બદલીઓ પણ વારંવાર થતી, ને કેટલાક તો થોડાક મહીનામાંજ બદલાઈ જતા. આથી કોઈનો અમલ જામતો નહિ. કેટલીક વાર નવા આવનાર સુબાઓની સામે જુનો સુબો થતો ને એમ લડાઈ ટંટા થયા કરતા. આવો અંધાધુંધીનો કારભાર નાસીરૂદ્દીન તઘલખ નામના દિલ્હીના પાદશાહ સુધી એટલે ઈ. સ. ૧૪૦૩ સુધી લગભગ સો વર્ષ ચાલ્યો. છેવટના ભાગમાં દિલ્હીના પાદશાહો નબળા થયા અને તેમનામાં કુટુંબકલહો પેઠા, તે તકનો લાભ લઈ ગુજરાતના મુસલમાન સુબાઓએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો.

ઈ. સ. ૧૩૯૧માં જફરખાન ગુજરાતનો સુબો થઈ આવ્યો. જફરખાને સ્વતંત્ર પાદશાહ થવાનો વિચાર કર્યો; પરંતુ ઈ. સ. ૧૪૦૩ સુધી એણે દિલ્હીના પાદશાહની નામની તાબેદારી સ્વીકારી રાખી હતી. પછી દિલ્હી ઉપર તૈમુર ચઢી આવેલો તે લાગ જોઈ એણે પોતાના દીકરા તાતારખાનને અહંમદશાહ નામ આપી ગુજરાતનો પાદશાહ બનાવ્યો ને તેના નામની દુવાઈ ફેરવી.

## ૬૯. દીકરાની ગાદીપર બાપ પાદશાહ.

**મહંમદશાહે** ગાદીએ બેઠા પછી **દિલ્હીની** ગાદી લેવાની ઇચ્છા કરી. પણ તે પહેલાં તેણે **નાંદોદના** રાજાને વશ કર્યો. પછી તે **દિલ્હી** જવા નીકળ્યો. ત્યાં જતાં તે રસ્તામાંજ માંદો પડયો ને મરણ પામ્યો. પછી **જફરખાને** પોતાના ભાઈને ગાદીએ બેસવાનું કહ્યું, પણ તેણે ના પાડયાથી પોતેજ **મુજફ્ફરશાહ** નામ ધારણ કરી ગાદીએ બેઠો. ઇ. સ. ૧૪૦૭. આ વખતે **માળવાના દિલાવરખાન** પાસેથી **અલ્પખાને** રાજ્ય ખુંચી લીધું, ને પોતે **હુસંગ** નામ ધારણ કરી પાદશાહ થઈ બેઠો; તેથી **મુજફ્ફરશાહે** તેનાપર સ્વારી કરી તેને પકડી કેદ કરી આણ્યો. પરંતુ પાછળથી **મુસેખાન** નામે કોઈ તેનો સગો ગાદીપર ચઢી બેઠો, તેથી પોતાનું રાજ્ય પાછું અપાવવા **હુસંગે** વિનંતિ કરી. તે વિનંતિ બહાલ રાખી પોતાના દીકરા **મહંમદના** પુત્ર **અહમદશાહને** ફોજ આપી તેણે **માળવે** મોકલ્યો. તે **મુસેખાનને** હરાવી **હુસંગને** ગાદીએ બેસાડી પાછો આવ્યો.

આ પછી બીજે વર્ષે **આશાવળની** આસપાસના ભીલ કોળી લોકોએ બંડ કર્યું તે સમાવવા તેણે **અહમદશાહને** મોકલ્યો; પણ તેણે તો **પાટણની** બહાર પડાવ નાંખી વિદ્વાનોને બોલાવીને પૂછ્યું કે, માણસે પોતાના બાપને મારી નાખ્યાનું વેર શી રીતે લેવું. તેના જવાબમાં તેઓએ કહ્યું કે, તે માણસને મારી નાંખવો. આ ઉપરથી **અહમદશાહે પાટણમાં** પાછા આવી **મુજફ્ફરશાહને** ઝેરનો પ્યાલો પીવા આપ્યો. **મુજફ્ફરશાહે** તેને કહ્યું કે, 'દીકરા ? શા માટે ઉતાવળ કરે છે ? છેવટે રાજ્ય તારૂં જ છે'. છતાં તેણે માન્યું નહિ, તેથી પોતે પ્યાલો પી ગયો, ને મરતાં મરતાં કહ્યું કે, જેણે તને આવી સલાહ આપી તેને મારી નાંખજે, કદી દારૂ પીશ નહિ, અને નેકીથી ચાલજે. આ વાતને માટે એમ કહેવાય છે કે, **તાતારખાને** રાજ્ય લેવાના લોભથી **મુજફ્ફરને** કેદમાં નાંખ્યો હતો, ને પછી પોતે **દિલ્હી** જતો હતો તે વખતે **મુજફ્ફરના** કોઈ મળતીયાએ તેને રસ્તામાં મારી નાંખેલો, તે ઉપરથી **અહમદે** તેનું વેર લીધું. ઝેર દીધા પછી **અહમદ** એટલો પસ્તાયો કે પછી કોઈ દિવસ તે હસ્યો નથી.

## ७०. અહમદશાહ.

**અહમદશાહ** ગાદીએ બેઠો તે વખતે એની ઉમર ૨૧ વર્ષની હતી. આ વખતે **વડોદરાનો** સુબેદાર **મોઈદુદ્દીન** જે તેના કાકાનો દીકરો થતો હતો તેણે કેટલાક ઠાકોરોને મેળવી લઈ બંડ કર્યું અને પોતે રાજ્ય પડાવી લેવાનું ધાર્યું. તેની ટોળીમાં કોઈ **જીવણદાસ** કરીને હતો, તેણે **નડીયાદ** આગળ **અહમદશાહની** ફોજને હરાવી. **જીવણદાસનો** મત એકદમ અહીંથી **પાટણ** ચઢી જવાનો થયો અને બીજાઓનો ન થયો. તેથી તેઓ અંદર અંદર લઢી પડ્યા ને તેમાં **જીવણદાસ** કપાઈ મુઓ. આથી બીજાઓએ **અહમદશાહ** પાસે જઈ માફી માગી. **મોઈદુદ્દીન** **ખંભાત** નાશી ગયો ને ત્યાંથી **ભરૂચ** ગયો. પણ **અહમદશાહે** તેમની પાછળ પડી તેને પકડી લીધો, અને પોતાની પાસે તેડાવી મંગાવી માફી આપી. બીજે વર્ષે વળી તેણે **ઈડરના** રાજા **રણમલ** સાથે મળી બળવો ઉઠાવ્યો, ને તેમાં પણ બીજા કેટલાક મળ્યા. આખરે **મોડાસા** આગળ **અહમદશાહે** તેમને હરાવ્યા. **મોઈદુદ્દીન** નાશી ગયો ને રસ્તામાં મરાયો અને **રણમલ** ખંડણી આપવાની કબુલ કરી તાબે થયો. વળી કેટલાક સરદારોએ એકઠા મળી બળવો કરવાનો વિચાર કર્યો, ને **માળવાના** સુલતાન **હોસંગને** **ગુજરાત** ઉપર ચઢી આવવા ઉશ્કેર્યો. તે બળવો પણ **અહમદશાહે** બેસાડી દીધો અને **માળવા** પર ચઢાઈ કરી તે લૂટ્યું. આ ઉપરાંત **જુનાગઢ** ઉપર ચઢાઈ કરી ત્યાંના રાજાને તેણે હરાવ્યો તથા **સિદ્ધપુર** ઉપર ચઢાઈ કરી ત્યાંના હિંદુ દેવળને ઠેકાણે મસીદ ચણાવી. એને મુસલમાની ધર્મ માટે બહુ લાગણી હતી. એ ધર્મનો ફેલાવો એણે ઘણો કર્યો. **ચાંપાનેર**, **નાંદોદ** અને **ઝાલાવાડના** રાજાઓને પણ એણે તાબે કર્યા હતા, અને દક્ષિણમાં ઠેઠ **મુંબઈ**, **સાષ્ટિ**, **માહિમ** અને **કોંકણ** સુધીનો પ્રદેશ એણે જીત્યો હતો. **માહિમના** રાજાએ પોતાની દીકરી એને આપી હતી. એણે રાજ્યનો સારો બંદોબસ્ત કર્યો હતો, પોતાના રાજ્યમાં ઘણા કિલ્લા બંધાવ્યા અને દુશ્મનોના કિલ્લા તોડી પાડ્યા હતા. એણે **અમદાવાદ** શહેર પોતાના નામથી વસાવી ત્યાં સારી સારી ઈમારતો બંધાવી હતી.

## ૭૧. અમદાવાદ શહેર.

આ શહેર **અહમદશાહ બાદશાહે** વસાવ્યું માટે એનું નામ **અમદાવાદ** પડયું છે. એ શહેર **સાબરમતી** નદીના કાંઠા ઉપર આવેલું છે. એને ફરતો કોટ છે, અને તેમાં ભદ્ર નામે એક કિલ્લો છે. જુમ્મા મસીદ, શાહ આલમનો રોજો, કાકરિયું તળાવ, ત્રણ દરવાજા, બાદશાહ તથા બેગમના રોજા, સરખેજનો રોજો વગેરે એમાં જોવા લાયક છે.

**શાહ આલમનો રોજો.**



**અમદાવાદમાં ત્રણ દરવાજા.**

**અમદાવાદ**માં હાલ સુતર કાંતવાનાં અને કાપડ વણવાનાં ઘણાં કારખાનાં (મીલો) ચાલે છે, ને તેથી તે વેપારનું મુખ્ય મથક થઈ પડયું છે. તેમજ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેનું* મોટું સ્ટેશન તથા બીજી શાખા રેલ્વેઓનું જંકશન હોવાથી દિવસે દિવસે એનો વેપાર તથા વસ્તી વધતાં જાય છે.

હાલ જ્યાં **અમદાવાદ** છે ત્યાં પહેલાં **આશાવળી** નામે નાનું ગામડું હતું અને **આશો** ભીલ નામે એક જંગલી-ભીલ રાજા ત્યાં રહેતો હતો. આસપાસ ઘણે દૂર સુધી ઘાડું જંગલ હતું, તેમાં જતા આવતા લોકોને લૂટવાનો તે ધંધો કરતો હતો. **અહમદશાહ** તથા તેનો બાપ **મહંમદશાહ** ઘણુંખરૂં **આશાવળ**માંજ રહેતા; પરંતુ છેવટે **અહમદશાહ**ને એ જગ્યા નદીને કાંઠે આવેલી હોવાથી પસંદ પડી, અને ત્યાંનાં હવાપાણી સારાં લાગવાથી તેણે ત્યાંજ શહેર વસાવી પોતાની રાજ્યધાની કરી, અને પોતાના નામ ઉપરથી શહેરનું નામ **અહમદાબાદ** પાડયું. **અહમદે** આબાદ કર્યું માટે **અહમદાબાદ**. એ શબ્દ ઉપરથી હાલ તે **અમદાવાદ** કહેવાય છે.

**અમદાવાદ** વસાવ્યા સંબંધી એવી વાત ચાલે છે કે, પાદશાહ એક વખત એ ઠેકાણે શિકારે આવ્યો હતો, ત્યારે એની સાથેના શિકારી કુતરા ઉપર એક સસલો ધસી આવ્યો. તે ઉપરથી પાદશાહે જાણ્યું કે જ્યાં સસલાં કુતરાને મારવાને આવે તે જગ્યા કોઈ અલૌકિક હોવી જોઈએ. પછી પોતે વિચાર્યું કે અહીં રહેનારાં માણસો પણ આવાંજ બહાદુર થાય ખરાં, માટે અહીંજ શહેર વસાવવું, એમ ધારીને તેણે ત્યાં શહેર વસાવ્યું. એ વિષે એક કહેવત ચાલે છે કે,

જબ કુત્તેપર સસ્સા આયા;
તબ બાદશાહને શહેર બસાયા.

---

* (બી: બોમ્બે-મુંબઈ; બી: બરોડા-વડોદરા; એન્ડ-અને; સી. આઈ: સેન્ટ્રલ ઇન્ડિયા-મધ્ય હિંદુસ્તાન)

## ૭૨. વાઘેલા બહારવટીયા વરહો જેતો.

કરણઘેલો નાશી છુટ્યા પછી એના વંશના કેટલાક રજપુતો પાટણની આસપાસ ભરાઈ રહ્યા હતા, અને બહારવટું કરતા હતા. તેમાં વરહો ને જેતો નામે બે ભાઈઓ પણ હતા. એ વરહા જેતાએ એક વખત એક ગામને પાદરે રાત્રે મુકામ કર્યો હશે, તે વખત એક ખેડુત ગાડું લઈને ત્યાં થઈને જતો હતો. તેને તેના ચાકરે કહ્યું કે, અહીં બહારવટીયા જણાય છે, માટે આપણે પાછા જઈએ તો સારૂં; પણ ખેડુતે કહ્યું કે એમનાથી ડરવાનું કારણ નથી, કેમકે એમની પાસે મારા જેવો કોઈ માણસ નથી. આ વાત તે બે ભાઈઓએ સાંભળી, તેથી તેને પોતાની પાસે બોલાવીને તેમ કહેવાનું કારણ પૂછ્યું; ત્યારે તે ખેડુતે કહ્યું કે, 'ઠાકોર! મારા જેવો માણસ તમારી સાથે હોત તો ક્યારનોએ ગરાસ પાછો વાળ્યો હોત. આમ રખડવાથી કાંઈ દિવસ વળવાનો છે?' આ ઉપરાંત વળી તેણે કહ્યું કે, "જો પાદશાહની બેગમનો રથ જતોઆવતો અટકાવો તો તમારો ગરાસ પાછો વળે." આ ઉપરથી તેમણે એક દિવસ અહમદશાહની બેગમ રથમાં બેસીને સાંજે કંઈથી આવતી હશે, તે વખતે તેનો રથ અટકાવીને વાળી જવા માંડયો; ત્યારે બેગમે તેમને કહ્યું કે, મને સુખરૂપ જવા દેશો તો હું તમારો ગરાસ તમને છોડાવી આપીશ. પછી તેમણે તેને જવા દીધી એટલે તેણે ઘેર જઈ બાદશાહને કહ્યું કે, તમે વરહા જેતાનો ગરાસ છોડી આપો; એમણે મારી લાજ રાખી છે, ને એમને મેં વચન આપ્યું છે. એ ઉપરથી તે બે ભાઈઓનું બાદશાહે મનામણું કર્યું અને તેમનો ગરાસ બધો પાછો સોંપી દીધો. પછી બન્ને ભાઈઓને બાદશાહે પોતાની પાસે રાખ્યા, અને તે બાદશાહના બહુ માનીતા થઈ પડયા.

એક વખત એ વરહો જેતો બાદશાહના મહેલમાં ઝરૂખે બેઠા હશે. એ પ્રસંગે બિહોલાનો ઠાકોર સામંતસિંહ બિહોલો ત્યાં થઈને નીચેથી બપોરને સમયે જતો હતો. રાજકુટુંબના માણસ સિવાય એ કાળમાં કોઈને છત્રી ઓઢવાનો હુકમ નહોતો, તેથી બિહોલો ઠાકોર તાપમાં માથે લુગડું ઢાંકીને જતો હતો. તેને જોઈને વરહા જેતાએ

મશ્કરીમાં કહ્યું કે, આ માથાઢંકો કોણ નીચેથી જાય છે? આ સાંભળી બિહેલાને રીસ ચઢી, તેથી તેણે ગુસ્સામાં જવાબ આપ્યો કે, જેણે પોતાની બહેન દીકરી મુસલમાનોને આપી હોય તે મોઢું ઢાંકે, હું શું કામ ઢાંકું? આટલું બોલી તે ચાલતો થયો. પરંતુ આથી વરહા જેતાને બહુ માઠું લાગ્યું, તેથી તેમણે બાદશાહને તેની વિરૂદ્ધ બહુજ ભંભેર્યો. એ બિહેલાને એક છોકરી હતી તેની સાથે લગ્ન કરવાને તેમણે બાદશાહને ઉશ્કેર્યો. બાદશાહે બિહેલાને બોલાવીને તેની છોકરીની માગણી કરી. તેણે પ્રથમ તો માન્યું નહિ; પરંતુ બાદશાહે જ્યારે બહુજ આગ્રહ કર્યો ત્યારે ઉપર ઉપરથી કબુલ કર્યું. પછી તે ફરી ન જાય તેથી બાદશાહે તેની સાથે ઊંટપર લાદીને પુષ્કળ પૈસા તેને ઘેર મોકલ્યા. બિહેલાએ એજ પૈસાથી કિલ્લો બંધાવ્યો અને લશ્કર તથા દારૂગોળો ભેગો કર્યો, અને લડવાની તૈયારી કરી. પછી લગ્નનો દિવસ ઠરાવી બાદશાહને પરણવા આવવા કહ્યું. પહેલાં બાદશાહના માણસો આવ્યા તેમના ઉપર બંદુકો ચલાવી. બાદશાહે જાણ્યું કે, દારૂખાનું ફૂટતું હશે, પણ પછી દગો માલમ પડવાથી લડાઈ શરૂ થઈ. ૭ માસ સુધી બિહેલાએ લડાઈ ચલાવી; પણ પછી હાર્યો ને નાશી છુટ્યો. તેણે પોતાની દીકરી ઈડરના રાવ સાથે પરણાવી દીધી, અને ઘણાં વર્ષ સુધી બહારવટું કર્યું. છેવટ બાદશાહે થાકીને તેનું સમાધાન કર્યું અને તેનો વાંટો પાછો આપ્યો.

## ૭૩. અહમદશાહનો અદલ ઈનસાફ.

અહમદશાહ પોતાની રૈયતનું રક્ષણ કરવામાં ઘણી કાળજી રાખતો. કોઈને અન્યાય થવા દેતો નહિ, અને જ્યાં અન્યાય માલમ પડતો ત્યાં જાતે તપાસ કરી બરાબર ન્યાય કરતો. તેમાં પોતાના સગાની પણ શરમ રાખતો નહિ. એનો અદલ ઈનસાફ બહુ વખણાય છે.

એક વખત એના જમાઈએ જુવાનીના તોરમાં અને રાજ્યસત્તાના અભિમાનમાં એક નિર્દોષ માણસનું ખૂન કર્યું. બાદશાહે તેનો ઈનસાફ કરવાનું કાજીને સોંપ્યું. કાજીએ મરનારના વારસને ૨૦૦ ઊંટ

અપાવી રાજી કર્યો; પણ બાદશાહને એથી સંતોષ થયો નહિ. ખૂન કરનારનો જીવસાટે જીવજ લેવો જોઈએ, એમ કહી તેણે પોતાના જમાઈને શૂળી પર લટકાવ્યો; અને ફરી કોઈ એવું કરે નહિ માટે ત્રણ દિવસ સુધી લોકને જોવા તેને શૂળી ઉપરજ રાખી મુકયો.

બીજી એક વાત એવી છે કે, એક વખત બાદશાહ પોતાના મહેલમાં ઝરૂખામાં બેઠા હશે, તે વખત નીચે નદીમાં નજર કરતાં કોઈ વસ્તુ તણાતી ને ડૂબકાં ખાતી તેના જોવામાં આવી. તેને બહાર કઢાવીને જોયું તો તે એક માટીની કોઠી હતી, અને તેમાં કોઈનું મુડદું ભરી મોઢું બંધ કરી કોઈએ તે નદીમાં નાખી દીધેલી હતી. બાદશાહે ગામના બધા કુંભારોને ભેગા કરી કોઠી બનાવનારને શોધી કાઢ્યો, અને પછી તેની મારફત કોઠી લઈ જનાર માણસને શોધી કાઢ્યો. તે એક જુવાન માણસ હતો. તપાસ કરતાં અને કામ ચલાવતાં માલમ પડયું કે તેણે એક વાણીઆને મારી નાખીને કોઠીમાં ઘાલી ફેંકી દીધો હતો. આ ખૂનના બદલામાં બાદશાહે એ માણસને દેહાંતદંડની સજા કરી.

## ૭૪. મહંમદશાહ ૨ જો, કુતબશાહ ને દાઉદશાહ.

**અહમદશાહ** પછી તેનો પુત્ર **મહંમદશાહ** ૨જો ગાદીએ બેઠો. એણે ઈડર ઉપર સ્વારી કરી તે જીતી લીધું હતું; પણ ઈડરના રાવે પોતાની કુંવરી તેને પરણાવવાથી તેનું રાજ્ય પાછું સોંપ્યું. ત્યારપછી તેણે **ચાંપાનેર** ઉપર ચઢાઈ કરીને તેને ઘેરો ઘાલ્યો; પણ **ચાંપાનેર**ના રાજાએ **માળવાના સુલતાન મહંમદ** ખીલજીની મદદ માગી તેથી તે મોટું લશ્કર લઈ ગુજરાત ઉપર ચઢી આવવા નીકળ્યો. આ વાત જાણીને **મહંમદ અમદાવાદ** પાછો આવતો રહ્યો, અને પછી માલ ખજાનો લઈ માછલીના શિકારને બહાને દરીઆની સફરે જવાનો વિચાર કર્યો. તેના આ હિચકારાપણાથી **સૈયદ** નામના તેના એક **સરદારે તેને મારી નાખ્યો**; અને પછી બધા સરદારોએ મળીને તેના **પુત્ર કુતબશાહને ગાદીએ બેસાડયો.** આ વખતે **માળવાનો સુલતાન સુલતાનપુર જીતી ભરૂચ અને વડોદરા થઈ નડીયાદ તરફ ધસી**

આવ્યો. નડીયાદના બ્રાહ્મણોએ, તેનો એક ગાંડો હાથી નાશીને ગામમાં આવ્યો તેને એક રાતમાં મારીને તેના ટુકડા કરી નાખ્યા તે જોઈને તે નવાઈ પામ્યો; અને ગુજરાતના બ્રાહ્મણો આવા બહાદુર છે, તો બીજા લોકો કેવા હશે એમ વિચાર કરી ત્યાંથી કપડવણજ ભણી ચાલ્યો ગયો. કુતબશાહ લશ્કર લઈ કપડવણજ સુધી સામે આવ્યો. અહીં આગળ બન્ને વચ્ચે લડાઈ થઈ તેમાં માળવાનો સુલતાન હાર્યો ને તેનું લશ્કર વિખરાઈ ગયું; તોપણ ગુજરાતના લશ્કરમાં પેસી કુતબશાહનો તાજ તથા કીમતી કમરબંધ તે લઈ જઈ શક્યો હતો.

આ પછી માળવાના સુલતાન મહંમદ ખીલજીએ કુતબશાહ સાથે એવી રીતે સલાહ કરી કે બન્નેએ સાથે મળી હિંદુઓનો મુલક જીતવો, પણ કોઈએ મુસલમાનોનો મુલક લૂટવો નહિ. કુતબશાહે પછી નાગોર તથા ચિતોડ ઉપર સ્વારીઓ કરી હતી. ચિતોડમાં આ વખતે રાણો કુંભો હતો. તે મહા બળવાન હતો, તથા પોતાના રાજ્યમાં તેણે ૮૪ મજબુત કિલ્લા બંધાવ્યા હતા. મુસલમાનો સાથે એ વારંવાર ટક્કર લેતો. પ્રખ્યાત સ્ત્રી કવિ મીરાંબાઈ એ કુંભા રાણાની સ્ત્રી થાય. એવું કહેવાય છે કે એક ગાંડું ઊંટ સામું આવ્યું તેને કુતબશાહ તલવાર મારવા જતો હતો, તેવામાં તે છટકી ને તેની જાંગમાં વાગી, તેની પીડાથી તે મરણ પામ્યો. એણે અમદાવાદમાં પ્રખ્યાત કાકરિયું તલાવ બંધાવ્યું છે.

કુતબશાહને છોકરો નહોતો, તેથી તેની પછી તેનો કાકો દાઉદશાહ ગાદીએ બેઠો; પરંતુ તે નાલાયક માલમ પડવાથી ઉમરાવોએ તેને તુરતજ ઉઠાડી મૂક્યો; અને તેની પછી કુતબશાહના ઓરમાન નાના ભાઈ ફતેહખાનને ગાદીએ બેસાડ્યો, જે મહંમદશાહ ત્રીજો નામ ધારણ કરી પાદશાહ થયો.

## ૭૫. મહંમદ બેગડો.

આ મહંમદશાહ ( ૩ જો ) મહંમદ બેગડાના નામથી પ્રસિદ્ધ થયો છે. કોઈ માણસ બીજાને ભેટવા જતી વખત બે હાથ પહોળ કરે તેનાં જેવાં મોટાં ને સામસામાં વળેલાં જે બળદનાં શિંગડાં હોય તેને હિંદીમાં બેગડો કહે છે. મહંમદશાહની મૂછો મોટી ભરાવદાર અને એવી રીતે વળેલી રહેતી તેથી તેનું નામ બેગડો પડ્યું હતું. બીજું કારણ એ અપાય છે કે એણે જુનાગઢ અને ચાંપાનેર એ બે જબરા ગઢ જીતી લીધા તેથી એનું નામ ( બે ગઢો ) બેગડો પડેલું હતું. એને રાજ્ય ન મળે એવી કુતબશાહની ઈચ્છા હતી, તેથી એને મારી નાંખવાને તે લાગ શોધ્યા કરતો હતો. આથી મહંમદને સ્ત્રીના વેશમાં છુપાઈ રહેવું પડતું. એની મા એને લઈને શાહ આલમ નામના ઓલિયાના રક્ષણમાં રહી હતી, અને ત્યાં એનું રક્ષણ થયું હતું. એ ગાદીએ બેઠો ત્યારે છેક ૧૩–૧૪ વર્ષની નાની ઉમ્મરનો હતો, તો પણ પોતાની બહાદુરી અને હોશિયારીથી એણે પોતાની સત્તા સારી જમાવી હતી. શરૂઆતમાં કેટલાક અમીરોએ એના નિમકહલાલ પ્રધાનને કેદમાં નખાવી એની સામે બળવો કર્યો; પરંતુ પોતે હાથી ઉપર બેસી ૧૪૦૦ હાથીના રસાલા સાથે સામે ધસ્યો, એટલે કેટલાક સારા સરદારો હતા તે એને જોઈને એને મળી ગયા, અને બીજા કેટલાક નાશી ગયા તથા કેટલાકને એણે મારી નાખ્યા.

એણે રાજ્યનો બંદોબસ્ત બહુ સારો કર્યો હતો. ચોર, લૂટારા અને ચાંચિયાઓનો નાશ કરી રૈયતને નિર્ભય કરી હતી. એના રાજ્યમાં એક છેડેથી બીજે છેડે સોનું ઉછાળતા જતાં પણ કોઈનો ડર નહોતો લાગતો. એના વખતમાં ગુજરાત ઘણું આબાદ થયું છે. સારાં સારાં ફૂલઝાડો એણે આખા રાજ્યમાં પુષ્કળ રોપાવ્યાં હતાં. બાગ બગીચાનો એને બહુ શોખ હતો. તે વખતે ગુજરાતમાં દ્રાક્ષ પણ બહુ થતી અને ચાંપાનેરની દ્રાક્ષ ઘણી વખણાતી તેથી બૈરાં આજે પણ "દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની" એમ ગાય છે. વાત્રક કાંઠાના લૂટારાઓના બંદોબસ્તને માટે એણે વાત્રક નદીને કાંઠે મહેમદાવાદ શહેર વસાવી કિલ્લો બંધાવ્યો હતો.

મહંમદ ખાનારો બહુ જબરો હતો. રોજનું બે મણ અનાજ એને ખાવા જોઈતું, ને તેના પ્રમાણમાંજ ઘી દૂધ. રાતના પણ એને ખાવાનું જોઈતું, તેથી પોતાના પલંગની બેઉ બાજુએ ખાવાના ટાટ ભરાવી મૂકતો કે જેથી જે તરફ પાસુ ફરે તે તરફથી લઈને ખવાય.

## ૭૬. જુનાગઢ અને ચાંપાનેર ઉપર ચઢાઈ.

**સોરઠ દેશ** ઘણો સુંદર અને સંપત્તિવાન હોવાથી **અમદાવાદના** સુલતાનોનું લક્ષ ઘણા વખતથી તે જીતી લેવા તરફ લાગેલું હતું. **મહંમદ** બેગડાના વખતમાં એ દેશના મુખ્ય શહેર **જુનાગઢમાં રાહમંડલિક** નામે રાજા રાજ્ય કરતો હતો, તેણે પુષ્કળ નજરાણો તથા ખંડણી આપીને **મહંમદ** બેગડા સાથે સલાહ કરી હતી; પરંતુ **મહંમદને** તેનું રાજ્યજ લેવું હતું, તેથી લડાઈ કરવાનાં તે કંઈ કંઈ બહાનાં શોધતો હતો. એક દિવસ તે રાજ્યચિહ્ન ધારણ કરીને દાહભેર બહાર નીકળ્યો હશે એટલાજ કારણથી **મહંમદે** તેના ઉપર ચઢાઈ કરી, તેને હરાવી પકડી લઈને મુસલમાન કર્યો અને તેનું રાજ્ય ખાલસા કર્યું.

વળી એના વખતમાં ગુજરાતમાં દુકાળ પડ્યો હતો, અને **ચાંપા**નેરના રાજ્યમાં સુકાળ હતો, તેથી ગુજરાતની રૈયત **ચાંપાનેરના** મુલકમાં લૂટફાટ કરતી. આથી **ચાંપાનેરના** રાજાએ ખીજવાઈ ગુજરાતનો કેટલોક મુલક લૂટીને ઉજ્જડ કર્યો. **મહંમદ** બેગડાને આ વાતની ખબર પડી ત્યારે તેણે મોટી ફોજ લઈ **ચાંપાનેર** ઉપર ચઢાઈ કરી. **ચાંપાનેરમાં** એ વખતે **પતાઈ** રાવળ રાજ્ય કરતો હતો. તેણે સલાહ કરવાને અને જે માગે તે દંડ આપવાને કહેડાવ્યું; પણ **મહંમદે** તે માન્યું નહિ. ત્યારે **પતાઈ** રાવળે **માળવાના** સુલતાનની મદદ માગી. પણ **મહંમદે માળવાના** લશ્કરની સામે જઈ તેને આવતુંજ હરાવીને પાછું વાળ્યું, અને **ચાંપાનેર** ઉપર જબરો હલ્લો કર્યો. પછી ભારે લડાઈ થઈ તેમાં રજપુતો કેસરીયાં કરી તૂટી પડયા અને રજપુત સ્ત્રીઓ ચિતા ખડકી બળી મુઈ. **પતાઈ** તથા તેનો છોકરો જીવતા પકડાયા ને બીજા રજપુતો કપાઈ મુઆ. **મહંમદે ચાંપાનેર** જીતીને સર કર્યું, અને તેનું નામ બદલીને **મહંમદાબાદ** પાડ્યું તથા આસપાસ બાગ બગીચા બંધાવી શહેરને બહુ શોભાયમાન બનાવ્યું. **પતાઈને** તેણે મારી નાખ્યો ને તેના છોકરાને મુસલમાન બનાવ્યો. બાદશાહની સાથે એક ખોરાસાની માળી હતો તેણે **ચાંપાનેરમાં** એક સુંદર બાગ બનાવ્યો હતો, તે જોઈને તેના જેવોજ સરસ બીજો બાગ **હાલુ** નામના સુતારે બનાવ્યો. એ બીજો બાગ જોઈને બાદશાહ બહુ ખુશ થયો, તેથી તે જગ્યાનું નામ તેણે **હાલુર** પાડ્યું, જે હાલમાં **હાલોલ** ગામ કહેવાય છે.

## ૭૭. હમીરજી ગોહેલ અને વેગડો ભીલ.

લાઠીના ગોહેલ રાજા ભીમજીને ત્રણ દીકરા હતા—દુદોજી, અરજણજી અને હમીરજી. ભીમજીની દીકરી જુનાગઢના રાવને પરણાવેલી હતી, તેથી એ ત્રણે ભાઈઓ જુનાગઢ રહેતા હતા. પણ મહંમદની ફોજ પ્રભાસપાટણ ઉપર ચઢી અને દેવળો તોડતી અને મૂર્ત્તિઓ ભાગતી લાઠી પાસે આવી તે વખતે હમીરજી લાઠીમાં પોતાને ઘેર હતા. તેમણે પોતાની ભાભીને કહ્યું કે, "આજે કોઈ ક્ષત્રીનો પુત્ર રહ્યો નથી, તેથી મુસલમાનો સોમનાથ તોડવા ધસ્યા જાય છે; નહિ તો તેમની મગદૂર શી કે તેઓ હિંદુના દેવળને હાથ લગાડી શકે." આ સાંભળી ભાભીએ મ્હેણું માર્યું કે 'કોઈ નથી તો તમે છો કેની? તમેજ જઈને અટકાવો?' આ બોલથી હમીરજીને ઝણઝણાટ વ્યાપી ગયો. પોતાના ૨૦૦ માણસો લઈને તે સોમનાથની વહારે જવાને નીકળી પડ્યા. રસ્તામાં પોતાનો મિત્ર વેગડો ભીલ રહેતો હતો તેને મળવા તેને ત્યાં મુકામ કર્યો, અને બનેલી બધી વાત તેને કહી. વેગડાએ કહ્યું કે મોટા મોટા રાજાઓ જતા નથી અને તમારે કપાઈ મરવા જવાની શી જરૂર? પણ હમીરજીએ કહ્યું કે, લડવા નીકળેલો રજપુત કદી પાછો ફરે નહિ તેથી હું તો જવાનોજ. હવે જે થાય તે ખરૂં. હમીરજી થોડા દિવસ ત્યાં રહીને સોમનાથ તરફ મુસલમાનો સાથે લડવા ગયા. વેગડો પણ તેમની સાથે ગયો. હમીરજી સોમનાથના કિલ્લાની અંદર પેઠા અને વેગડાને બારીમાંથી અંદર બોલાવ્યો. પરંતુ તે પણ મહા ટેકીલો રણશૂર હતો, તેથી નીચે નમીને બારીમાંથી પેઠો નહિ. તેણે કહ્યું કે, 'મારૂં નામ વેગડો એટલે મોટાં શિંગડાંવાળો, તે હું બારીમાં શી રીતે પેશી શકું?' ચારણ લોકો એ વખતનો નીચેનો દુહો કહે છે:—

વેગડ વડ ઝુંઝાર, ગઢ બારીએ ગર્યો[1] નહિ;
શીંગ[2] સમારણ હાર, અંબર[3] લગી ચઢાવીયાં.

અર્થ—જેનાં શિંગડાં આકાશ સુધી પહોંચેલાં છે એવો મોટો યોદ્ધા વેગડો કિલ્લાની બારીમાં પેઠો નહિ.

---

૧ પેઠો. ૨ શિંગડાં ૩ આકાશ.

પછી **હુમીરજી** કિલ્લાની **અંદર** રહીને અને **વેગડો** બહાર રહીને મુસલમાનો **સાથે** **એવા** લડયા **કે** **એક** વખત તેમને તોબા તોબા પોકરાવી; અને છેવટે લડતા લડતા કપાઈ મરીને સ્વર્ગે ગયા.

## ૭૮. મહંમદ બેગડા પછીના રાજાઓ.

**મહંમદ** બેગડા પછી **અમદાવાદની** ગાદીએ અનુક્રમે **મુજફ્ફરશાહ** બીજો, **સિકંદરશાહ**, **મહંમદશાહ** બીજો, **બહાદુરશાહ**, **મહંમદશાહ** ફારૂકી, **મહંમદશાહ** ચોથો, **અહમદશાહ** બીજો અને **મુજફ્ફરશાહ** ત્રીજો—એટલા પાદશાહો થયા છે. **મહંમદશાહે** ઈડરના રાવને હરાવી ત્યાં પોતાનો સુબો નીમ્યો હતો. એ સુબો ઘણો અભિમાની અને મીજાજી હતો. એની આગળ કોઈએ ઉદેપુરના રાણા **સંગનાં** વખાણ કર્યાં, તેથી ચીડાઈ એણે એક કુતરો પાળ્યો અને તેનું નામ **સંગ** પાડયું. આ ખબર **સંગ** રાણાને થઈ ત્યારે તે જબરૂં લશ્કર લઈ ઈડર ઉપર ચઢી આવ્યો, અને તે સુબાને મારી મુલક ઉજ્જડ કરી પાછો ગયો. **સિકંદરશાહ** તથા **મહંમદશાહના** વખતમાં કશા બનાવ બન્યા નથી. **બહાદુરશાહ** બહાદુર પાદશાહ હતો. તેણે **દિલ્હી** ઉપર સ્વારી કરવાની તૈયારી કરી હતી. રાણા **સંગે** **માળવાના** સુલતાન ઉપર ચઢાઈ કરી હતી તેથી એણે **સંગના** ઉપર સ્વારી કરી તેને સલાહ કરવાની ફરજ પાડી હતી. એના પછીના પાદશાહો નબળા થયા હતા અને રાજ્ય ખોવાનાંજ તેમનામાં લક્ષણો હતાં. આ દરમ્યાન મુસલમાન સરદારોના બળવા અને અંદર અંદરની લડાઈ સિવાય બીજા કંઈ જાણવા જેવા બનાવ બન્યા નથી. **મહંમદશાહ** ચોથાએ હિંદુઓના ઉપર બહુ જુલમ કર્યો હતો અને તેથી હિંદુઓ **અમદાવાદના** બાદશાહોથી કંટાળી ગયા હતા. છેલ્લા **મુજફ્ફરશાહના** વખતમાં **દિલ્હીના** **અકબર** બાદશાહે ગુજરાત ઉપર સ્વારી કરી ૧૫૭૨માં ગુજરાત ખાલસા કર્યું હતું.

## ૭૯. દિલ્હીના બાદશાહોનો અમલ.

અકબરે ગુજરાત જીત્યું ત્યાર પછી લગભગ ૨૦૦ વર્ષ સુધી તે દિલ્હીના બાદશાહોના તાબામાં રહ્યું. દિલ્હીથી બાદશાહ તરફથી રાજ્ય કરવા મોગલ સુબાઓ ગુજરાતમાં આવતા. થોડી થોડી મુદતમાં તેઓની બદલીઓ થતી તેથી કોઈ ટકીને રહેતું નહિ ને શાંતિથી રાજ્ય કરતું નહિ. કેટલીક વખત તો નવીન આવનાર સુબાને અને જુનાને લડાઈ થતી ને તેમાં દેશની પાયમાલી થતી. ફક્ત અકબરના વખતમાં પ્રજામાં શાંતિ રહી હતી અને લોક સુખી થયા હતા. એણે રાજ્ય વ્યવસ્થા સારી ગોઠવી હતી. અકબર પછી જહાંગીર, શાહજહાંન, ઔરંગજેબ વગેરે ૧૨ પાદશાહ થયા છે. જહાંગીર જાતે ગુજરાતમાં આવ્યો હતો; પણ અમદાવાદનાં હવા પાણી તેને પસંદ નહિ પડવાથી તેનું નામ તેણે બિમારીસ્તાન પાડયું હતું. શાહજહાંન પણ અહીં આવ્યો હતો. તેણે અમદાવાદમાં શાહીબાગનો મહેલ બંધાવ્યો હતો. ઔરંગજેબ મુસલમાની ધર્મનો અભિમાની અને જુલમી હતો; તોપણ એણે રાજ્યમાં કેટલાક સુધારા કર્યા હતા, અને ઘણા વેરા માફ કર્યા હતા. એના વખતમાં મરાઠાનું જોર વધવા માંડયું હતું, અને તેઓ ગુજરાતમાં લૂટફાટ ચલાવતા હતા. ગુજરાતમાં એ પછીનાં ૫૦ વર્ષ છેક અંધાધુંધીનાં ને ત્રાસનાં વીત્યાં છે.

# ભાગ ૭ મો.

# મરેઠી રાજ્યકાળ તથા અંગ્રેજી અમલ.

## ૯૦. પેશ્વાની સત્તાનો સમય.

મોગલ રાજ્યના છેલ્લા સમયમાં મોગલાઈ સુબાઓ માંહોમાંહે લડી મરતા તથા મરાઠા સરદારો ગુજરાતમાં લૂટફાટ કરતા તેથી કોઈ કોઈ સુબાને પેશ્વા* સરકારની મદદ માગવી પડતી; કારણ દિલ્હીથી વખતસર મદદ આવી શકતી નહિ અને ગુજરાતમાં અશાંતિ વધી પડી હતી. આ મદદના બદલામાં પેશ્વાને ગુજરાતનો થોડો થોડો મુલક તથા રોકડ રકમ પણ વખતે આપવી પડતી. આ રીતે ગુજરાતમાં પેશ્વાનું રાજ્ય થતું ગયું. મરાઠા સરદારો કેટલીક વખત ચોથ ભાગ લઇને પણ શાંત પડતા. છેલ્લો મોગલ સુબો અમદાવાદમાં જુવાન મર્દખાન બાબી હતો. તેને રાધનપુર અને આસપાસના પરગણાંની જાગીર આપીને સન ૧૭૫૩માં તેની પાસેથી પેશ્વાએ અમદાવાદ લઈ લીધું ત્યારથી પેશ્વા ગુજરાતના રાજા ગણાયા. પરંતુ ગુજરાતમાં મરાઠાઓની ખરેખરી સત્તા તો ૧૭૬૦ સુધીમાં જામી. પેશ્વાઈ અમલમાં લૂટફાટ લડાઇઓ અને ગરાસિયાઓનાં તોફાન શિવાય બીજા કોઈ મહત્વના બનાવ બન્યા નથી. ઇ. સ. ૧૭૫૭ પહેલાં પણ પેશ્વા અને મરાઠા સરદારો ગુજરાતમાં આવતા ને તોફાનોમાં ભાગ લેતા. શરૂઆતમાં મરાઠા સરદારો પેશ્વાના તરફથીજ આવતા અને જીતનો ભાગ પેશ્વાને આપતા. એવી રીતે આવેલામાં સેનાપતિ ખંડેરાવ દાભાડે મુખ્ય હતો. તેની સાથે દામાજીરાવ ગાયકવાડ આવેલા હતા. ઈ. સ. ૧૭૨૦માં બાલાપુરની લડાઇમાં દામાજીરાવે ઘણી બહાદુરી કરી હતી, તેથી સેનાપતિએ તેમને સાહુ રાજા પાસે શમશેર બહાદુરનો ઇલ્કાબ અપાવ્યો હતો. ખંડેરાવના મરણ પછી તેનો છોકરો ત્રિંબકજી દાભાડે સેનાપતિ થયો. આ વખતે પેશ્વા અને મરાઠા સરદારો વચ્ચે અણબનાવ શરૂ થયો; તેથી મરાઠા સરદારોનું જોર નરમ કરવાને બાજીરાવ પેશ્વા તેમના ઉપર મોટી ફોજ લઈ ગુજરાત ઉપર ચઢી

---

* સાતારાના રાજાના જે બ્રાહ્મણ પ્રધાનો પુનામાં મોટા સત્તાધારી થયા હતા તેમાંનો દરેક પેશ્વા કહેવાતો.

આવ્યો. ડભોઈની પાસે આવેલા ભીલુપુર આગળ ઇ. સ. ૧૭૩૦ માં લડાઈ થઈ તેમાં ત્રિંબકજી મરાયો અને બીજા સરદારો તાબે થયા. પછી સેનાપતિનું કામ પીલાજીરાવ ગાયકવાડને સોંપવામાં આવ્યું ને તેમને સેના ખાસખેલનો ઇલ્કાબ આપ્યો. આ વખતથી ગાયકવાડ સરકાર સેના ખાસખેલ શમશેર બહાદુર લખાય છે.

## ૮૧. ગાયકવાડ સરકાર.

ગુજરાતમાં જે મરાઠા સરદારો લૂટફાટ કરવા તથા ચોથ ઉઘરાવવા ફરતા હતા તેમાં પીલાજીરાવ ગાયકવાડ અને કંથાજી કદમ ભાંડે મુખ્ય હતા. પીલાજીરાવે મુસલમાન સુબાને મદદ કરી કેટલોક દેશ મેળવ્યો હતો. તેમાં વડોદરું તેમના ભાગમાં આવ્યું, તેથી ઈ. સ. ૧૭૩૦માં વડોદરામાં એમણે ગાયકવાડની ગાદી સ્થાપી. એ વખતે ગુજરાતમાં દિલ્હીના પાદશાહ તરફથી જોધપુરનો રાજા અભેસિંગ સુબાની જગ્યા ઉપર નિમાઇ આવ્યો હતો. તેનાથી મરાઠાઓ વશ થઈ શક્યા નહિ. તેથી છેવટે તેણે ઈ. સ. ૧૭૩૧માં ડાકોર મુકામે કપટથી પીલાજીરાવને મારી નંખાવ્યા. એમ છતાં તેની ઉમેદ પાર પડી નહિ. પીલાજીરાવના પુત્ર દામાજીરાવે બાપની જગ્યા બરાબર સાચવી. તેમણે જોધપુર ઉપર ચઢાઈ કરી તેથી અભેસિંગને પોતાનું રાજ્ય સંભાળવા ગુજરાતમાંથી પાછા જવું પડયું. દામાજીરાવ પુને ગયા હતા ત્યારે પેશ્વાએ તેમને કેદ કરી તેમની પાસે મરજી મુજબ કરાર કરાવી લીધા હતા. ઈ. સ. ૧૭૬૦માં પાણીપતના મેદાનમાં મુસલમાન અને મરાઠા વચ્ચે જંગી લડાઈ થઈ, તેમાં દામાજીરાવે પણ ભાગ લીધો હતો. દામાજીરાવનું મરણ પાટણમાં કીમિયો કરાવતાં થયું. એમના પછી એમના મોટા પુત્ર શિયાજીરાવ ગાદીએ બેઠા. તેમનામાં રાજ્ય ચલાવવાની પૂરી લાયકી ન હતી, તેથી બધો કારભાર તેમના ભાઈ ફતેસિંહરાવ ચલાવતા. એમના વખતમાં ડભોઇ ગાયકવાડ સરકારને મળ્યું. શિયાજીરાવ પછી ગોવિંદરાવ ગાદીપતિ થયા. એમના વખતમાં વડોદરાના આરબોએ બંડ કર્યું હતું, પણ અંગ્રેજ સરકારની મદદથી તે બેસાડી દેવામાં આવ્યું હતું. આ વખતે ગાયકવાડની સત્તા કાઠિઆવાડમાં ઘણી જામી હતી, અને ત્યાંના રાજાઓ પાસેથી મરજી મુજબ

ખંડણી લેવામાં આવતી, તેથી જુલમ થતો; માટે અંગ્રેજ સરકારે વચ્ચે પડી ખંડણીનો આંકડો નક્કી કરી આપ્યો તથા તે પોતે વસુલ કરી આપવાનું માથે રાખ્યું. એ વખતે અમદાવાદ અર્ધું પેશ્વાના અને અર્ધું ગાયકવાડના તાબામાં હતું. પેશ્વા તરફનો અમદાવાદનો સુબો આબા સેલુકર હતો, તે રૈયત ઉપર બહુ જુલમ કરતો તેથી રૈયત તેનાથી કંટાળી ગઈ હતી. વળી તેણે અમદાવાદની ગાયકવાડની હવેલી લઈ લેવા પ્રયત્ન કર્યો, તેથી ગાયકવાડની ફોજે અમદાવાદ ઉપર ચઢાઈ કરી અને સેલુકરને પકડીને કેદ કરી લીધો. આ ફોજ શહેરમાં આવી તે વખતે સેલુકર નાચ કરાવતો હતો. તેના માણસોએ કહ્યું કે, દુશ્મનનું લશ્કર છેક પાસે આવી લાગ્યું છે, તો પણ તેની કશી દરકાર રાખ્યા વગર તેણે બેવકુફી ભરેલો જવાબ આપ્યો કે, ' શી ફિકર છે, આવવા દો. ' આથી તેના બુરા હાલ થયા અને ગાયકવાડે અમદાવાદ લઈ લીધું. આ વખતથી એવી કહેવત ચાલે છે કે, " હાથમાં ડંડો બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ. "

ગોવિંદરાવ પછી આણંદરાવ થયા ને પછી શિયાજીરાવ બીજા થયા. એ બહુ ડાહ્યા, ચતુર અને કરકસરીઆ પણ બીકણ હતા. એમના વખતમાં ગુલામો વેચવાનો અને સતી થવાનો ચાલ બંધ પડ્યો. અંગ્રેજ સરકાર સાથે એમણે બહુ સારો સંબંધ જાળવી રાખ્યો હતો. એ બહુ ધર્મશ્રદ્ધાળુ હતા, ને દાનધર્મ ઘણું કરતા. એમના પછી ગણપતરાવ થયા. તેમના વખતમાં મુંબઈથી અમદાવાદ સુધીની રેલ્વે લાઈન નંખાઈ તેમાં ગાયકવાડ સરકારે પોતાની જમીન આપી હતી. ગણપતરાવ પછી ખંડેરાવ મહારાજ થયા. તે બહુ બહાદુર અને શૂરવીર હતા. એમને મલ્લવિદ્યાનો બહુ શોખ હતો. સન ૧૮૫૭ના બળવામાં એમણે ગુજરાતમાં સારો બંદોબસ્ત જાળવી રાખ્યો હતો, તેથી અંગ્રેજ સરકારે એમને દત્તક લેવા વગેરેના કેટલાક ખાસ હક આપ્યા હતા. એમના પછી મલ્હારરાવ થયા. તેમના વખતમાં રાજ્યમાં કેટલુંક અંધેર ચાલવા લાગ્યું, તેથી અંગ્રેજ સરકારે તેમને ગાદી ઉપરથી ઉઠાડી મુકી મદ્રાસમાં કેદ રાખ્યા. ખંડેરાવ મહારાજનાં રાણી શ્રીમંત જમનાબાઈ પાસે

દત્તક લેવડાવી ઈ. સ. ૧૮૭૬માં સયાજીરાવ મહારાજને ગાદીએ બેસાડ્યા. એજ હાલના મહારાજા. એમણે સારી ઉંચી કેળવણી લીધેલી છે.



અનેક વખત એ વિલાયત વગેરે દેશોની મુસાફરી કરી આવ્યા છે. અને અનેક પ્રકારના સુધારા એમણે પોતાના રાજ્યમાં દાખલ કર્યા છે. કન્યાશાળાઓ, અંગ્રેજી શાળાઓ, કોલેજ, હુન્નરશાળાઓ વગેરે કાઢી તથા પોતના રાજ્યમાં ફરજીયાત તથા મફત કેળવણી દાખલ કરી રૈયતને કેળવવાનો ઉત્તમ પ્રકારનો પ્રયત્ન કર્યો છે. વળી ધારાસભા, પંચાયતો, સુધરાઈઓ વગેરે સ્થાપન કરી રાજકાજમાં પ્રજાને ભાગ આપવા માંડ્યો છે, પાટનગર વડોદરાને સુશોભિત બનાવ્યું છે, ને સયાજી

સરોવર બંધાવી નળવાટે લોકને માટે ચોકખું પાણી પૂરૂં પાડવા સાધન કરી આપ્યું છે. **ઘણું જીવો એવા પ્રજા વત્સલ મહારાજા.**

## ૮૨. અંગ્રેજી અમલ.

ઈ. સ. ૧૮૧૮માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે લઈ લીધું ત્યારથી ગુજરાતનો પેશ્વાનો પ્રદેશ પણ અંગ્રેજ સરકારના તાબામાં આવ્યો; એટલે એ વખતથી ગુજરાતમાં અંગ્રેજ સરકારનું રાજ્ય થયું ગણાય. **સુ**રત, **ભ**રૂચ, **અ**મદાવાદ, **ખે**ડા અને **પં**ચમહાલ એ પાંચ જીલ્લાઓ **સ્વ**તંત્રપણે અંગ્રેજ સરકારના તાબામાં છે, અને બાકીના ભાગમાં નાનાં મોટાં દેશી રાજ્યોનો અમલ છે; પણ તેમના ઉપર અંગ્રેજ સરકારની ઉપરીપણાની સત્તા છે, તેથી આખું ગુજરાત અંગ્રેજ સરકારના તાબામાંજ ગણાય. ઇ. સ. ૧૮૫૭ના બળવા સુધી નામદાર કંપની સરકાર રાજ્ય ચલાવતી હતી, પણ એ પછી ઈંગ્લાંડની પાર્લામેન્ટે **હિં**દુસ્તાનનો રાજકારભાર સીધો પોતાના હાથમાં લીધો, તે વખતથી **ના**મદાર **વિ**કટોરિયા **રા**ણી **હિં**દુસ્તાનનાં અને ગુજરાતનાં **શ**હેનશાહબાનુ થયાં હતાં. સન ૧૮૫૮માં એમણે એક ઢંઢેરો બહાર પાડયો હતો તેમાં **હિં**દુસ્તાનના લોકોને પોતાની અંગ્રેજ રૈયતના સરખા હકો આપવાનું ફરમાવ્યું છે. **મ**હારાણી **વિ**કટોરિયાને ઈંગ્લાંડની ગાદીએ રાજ્ય કરતાં ૫૦ વર્ષ થયાથી ઈ. સ. ૧૮૮૭માં આખા **હિં**દુસ્તાનમાં તેમની 'ગોલ્ડન જ્યુબિલી' ( સુવર્ણ મહોત્સવ ) ધામધુમથી ઉજવવામાં આવી હતી; અને ઈ. સ. ૧૮૯૭માં સાઠ વર્ષ થવાથી 'ડાયમન્ડ જ્યુબિલી' (હિરક મહોત્સવ) ઉજવવામાં આવી હતી. ઈ. સ. ૧૮૭૭માં **દિ**લ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો હતો, તે વખતે **મ**હારાણી **વિ**કટોરિયાએ **કૈ**સર-એ-**હિં**દનું પદ ધારણ કર્યાનું જાહેર થયું હતું. ૬૪ વર્ષ સુધી રૂડી રીતે રાજ્ય કરી ૮૨ વર્ષની વયે ઇ. સ. ૧૯૦૧માં એમનો સ્વર્ગવાસ થવાથી એમના વડા પુત્ર **સાતમા એડવર્ડ** ૬૦ વર્ષની વયે એમની ગાદીએ બેઠા. એ જગતમાં શાંતિ સ્થાપનાર **મ**હારાજા તરીકે વખણાયા છે. એમના રાજ્યાભિષેકનો મોટો દરબાર **દિ**લ્હીમાં તે વખતના વાઇસરૉય **લૉ**ર્ડ કર્ઝને તા. ૧લી જાન્યુઆરી ૧૯૦૩ ના રોજ બહુ દબદબાથી ભર્યો હતો. એમના પાટવી પુત્ર **પ્રિન્સ ઓફ વેલ્સ** ૧૯૦૫માં **હિં**દુસ્તાનની મુસાફરીએ આવ્યા હતા, તેમને **હિં**દની રૈયત તરફથી બહુ માન મળ્યું હતું. **શહેનશાહ એડવર્ડ**ના સ્વર્ગવાસ પછી તે **પંચમ જ્યોર્જ** નામે ૧૯૧૦ની ૬ઠ્ઠી મેએ ૪૫ વર્ષની વયે ગાદીએ બેઠા, અને ઈંગ્લાંડના રાજા

અને ભારત વર્ષના **શહેનશાહ** બન્યા છે. એમના પટાભિષેકનો દબદબા ભર્યો દરબાર પણ ૧૨મી ડિસેમ્બર ૧૯૧૧ના શુભ દિને પાયતખ્ત



શહેર દિલ્હીમાં ભરવામાં આવ્યો હતો, અને તે વખતે **જયોર્જ શહેનશાહ** પોતે **મહારાણી મેરી** સાથે હિંદુસ્તાનમાં દિલ્હીની ગાદીએ બેસવા પધાર્યા હતાં. તેમના પોતાના પધારવાથી આખા હિંદુસ્તાનમાં આનંદોત્સવ થઈ રહ્યો હતો. અંગ્રેજી અમલ દરમ્યાન દેશમાં લૂટફાટ, ધાડ, ચોરી વગેરે બંધ થયાં, અને રાજાઓની અંદર અંદરની લડાઇઓ પણ બંધ પડી છે, તેથી દેશમાં શાંતિ પથરાઈ છે, અને રૈયત સુખી થઈ છે. ધર્મિષ્ઠ અને નીતિમાન આર્યપ્રજા પ્રાર્થના કરે છે કે,

**જય મહારાજા જ્યોર્જનું જયરાજ્ય શાંતિમાં દીપો–વધો !**

**ઘણું જીવો શહેનશાહ પંચમ જ્યોર્જ.**

# પુરવણી

## ગુજરાતના જુદા જુદા વંશના રાજાઓ તથા સુલતાનો–મુસલમાન બાદશાહો.

### ચાવડા વંશના.

| | ઈ. સ. થી | ઈ. સ. સુધી. | | ઈ. સ. થી | ઈ. સ. સુધી. |
|---|---|---|---|---|---|
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | વૈરીસિંહ | ૮૯૫ | ૯૨૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ |
| ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | સામંતસિંહ | ૯૩૫ | ૯૪૨ |
| ભુવડ | ૮૬૬ | ૮૯૫ | | | |

### સોલંકી વંશના.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મૂળરાજ ૧લો | ૯૬૧ | ૯૯૬ | સિદ્ધરાજ જયસિંહ | ૧૦૯૪ | ૧૧૪૩ |
| ચામુંડરાજ | ૯૯૭ | ૧૦૧૦ | કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ |
| દુર્લભરાજ | ૧૦૧૦ | ૧૦૨૨ | અજયપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ |
| ભીમદેવ ૧લો | ૧૦૨૨ | ૧૦૬૪ | મૂળરાજ ૨જો | ૧૧૭૭ | ૧૧૭૯ |
| કરણરાજ | ૧૦૬૪ | ૧૦૯૪ | ભીમદેવ ૨જો | ૧૧૭૯ | ૧૨૪૨ |

### વાઘેલા વંશના.

| | | | | | |
|---|---|---|---|---|---|
| × અર્ણોરાજ | ૧૧૭૦ | ૧૨૦૦ | + વિશળદેવ | ૧૨૪૩ | ૧૨૬૧ |
| × લવણપ્રસાદ | ૧૨૦૦ | ૧૨૩૩ | + અર્જુનદેવ | ૧૨૬૧ | ૧૨૭૪ |
| × વીરધવળ | ૧૨૩૩ | ૧૨૩૮ | + સારંગદેવ | ૧૨૭૪ | ૧૨૯૫ |
| × વિશળદેવ | ૧૨૩૮ | ૧૨૪૨ | + કરણઘેલો | ૧૨૯૫ | ૧૩૦૪ |

× ધોળકાના રાણા     + અણહિલવાડના મહારાજાઓ.

### ગુજરાતના સુલતાનો–મુસલમાન બાદશાહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મહંમદશાહ ૧લો | ૧૪૦૩ | ૧૪૦૭ | સિકંદરશાહ | ૧૫૨૬માં | |
| મુજફ્ફરશાહ ૧લો | ૧૪૦૭ | ૧૪૧૧ | મહંમદશાહ ૩જો | ૧૫૨૬માં | |
| અહમદશાહ ૧લો | ૧૪૧૧ | ૧૪૪૧ | બહાદુરશાહ | ૧૫૨૬ | ૧૫૩૬ |
| મહંમદશાહ ૨જો | ૧૪૪૧ | ૧૪૫૧ | મહંમદશાહ ફારૂકી | ૧૫૩૬માં | |
| કુતબશાહ | ૧૪૫૧ | ૧૪૫૯ | મહંમદશાહ ૪થો | ૧૫૩૬ | ૧૫૫૪ |
| દાઉદશાહ | ૧૪૫૯માં | | અહમદશાહ ૨જો | ૧૫૫૪ | ૧૫૬૧ |
| મહંમદ બેગડો | ૧૪૫૯ | ૧૫૧૩ | મુજફ્ફરશાહ ૩જો | ૧૫૬૧ | ૧૫૭૨ |
| મુજફ્ફરશાહ ૨જો | ૧૫૧૩ | ૧૫૨૬ | | | |